# ગોપાળ

અથવા

# ગુપ્ત ખજાનો.

ગૌ સેવા એ દેશ સેવા


રચી પ્રસિદ્ધકર્ત્તા

વલ્લભરામ રેવાશંકર જોશી.

ગૌ ઉપાસક-વડનગર.



ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું, ઠે. પાંચકુવા—અમદાવાદ.

સન ૧૯૨૨. પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦-૮-૦

# નિવેદન.

ગોપાલનથી આપણા દેશની આબાદી છે એજ આપણો ખરો ધર્મ છે. ગૌ સેવા એ દેશ સેવા છે. અને તેથી રસીક વાર્ત્તા રૂપે આ ગોપાળ નામનું પુસ્તક બહાર પાડવા મેં પ્રયત્ન કર્યો છે. આપણી વાર્ત્તાની ચોપડીઓ પણ માર્ગદર્શક હોવી જોઇએ.

આ પુસ્તક પ્રકટ કરવા માટે મને મારા જે જે મિત્રોએ મદદ કરી છે તેમનો સઘળાનો હું ઉપકાર માનું છું. આ પુસ્તક પ્રકટ કરવાનો હેતુ ગૌ સેવાનો પ્રચાર થાય એજ છે. માટે આ પુસ્તક ઉપરથી બીજાં પુસ્તકો છપાવી બહાર પાડવાની સર્વને છુટ છે. માત્ર લેખક તરીકેનું અમારૂં નામ રહેવું જોઇએ. આ પુસ્તકની પહેલી આવૃત્તિ ઉપરથી જે કોઇ મહાશય બીજી આવૃત્તિઓ બહાર પાડશે તો આપણી વ્હાલી ગાયોની વતી હું તેનો ઉપકાર માનીશ.

લી. કર્ત્તા,

**વલ્લભરામ રેવાશંકર જોશી.**

ગૌ ઉપાસક.

(ગુજરાત) મુ. વડનગર.

# અર્પણ પત્રિકા.

હે કૃષ્ણ તેં મહાન પ્રેમથી વૃંદાવનમાં ગાયો ચરાવી તેં ભારતનું કલ્યાણ કરવા **ગોપાળ** નામ ધારણ કર્યું.

હે ગોપાળ અમોને ગૌ સેવા વ્હાલી લાગે તેવો આર્શિવાદ વર્ષાવ આ આર્યાવર્તમાંની ગાયો, દુકાળોથી રીબાય છે, લાખોની સંખ્યામાં કતલ થાય છે, તેને શી રીતે ઉગારવી તેની પ્રેરણા **અમોને** કર, હે **ગોપાળ** ખરેખરી ગૌસેવાથી અમો અજ્ઞાન છીએ.

હે કૃષ્ણ, હે ગોપાળ, હે નરમાં ઉત્તમ એવા હે **નરોત્તમ** પ્રત્યક્ષ થઇ આ મારી ખરા અંતઃકરણની, ગોપાળ પુસ્તકની અર્પણ પત્રિકા તેં સ્વીકારી હોત તો હું કેવો ખુશી થાત? તું સર્વત્ર જ્યાં હોય ત્યાં, મ્હારી આ ભાવપૂર્વકની અર્પણ પત્રિકા સ્વીકારજે.

લી. તારો,

**વલ્લભરામ રેવાશંકર જોશી.**

# ગોપાળ

અથવા

# ગુપ્ત ખજાનો.

---

## પરિચ્છેદ ૧ લો.

---

### સમુદ્ર યાત્રા.

---

निश्चित्यय: प्रक्रमते नान्तर्धं सति कर्म्यण: ।
अवन्ध्यकालो वस्यात्मा सवै पंडित उच्यते ॥ १ ॥
यं विषादोऽभि भयति विक्रमे समूप स्थिते ।
तेजसातस्य हिनस्य पुरषार्थो न विद्यते ॥ २ ॥

અર્થ:—જે પ્રથમ નિશ્ચય કરીને કાર્યમાં પ્રવૃત્ત થાય છે ક્રાય સંપૂર્ણ થયા વિના શાન્ત થતો નથી, ને પળ પણ જેની વૃથા જતી નથી તેજ પંડીત છે. (૧) પરાક્રમ કરવાને સમયે જે પુરૂષ ખેદથી હારી જાય છે તે તેજ રહીત પુરૂષમાં પુરૂષાર્થ રહેતું નથી. (૨)

સાંજનો મનહરણ સમય હતો અને નિર્મળ પવન મંદ મંદ વહેતો હતો, માનવ જીવનની વૃતિઓના તરંગ પ્રમાણે મહાસાગરના

તરંગો ઉછાળા મારી રહ્યા હતા, આ સ્થળે દરિયો અને આસમાન સિવાય કાંઇપણ દ્રષ્ટિગોચર થતું ન હતું. તે વખતે ત્યાં એક આગબોટ સૂસવાટ કરતી ઘણી ઝડપથી પાણી કાપતી મુસાફરી કરી રહી હતી. દેશદેશના ઘણા માણસો તેમાં મુસાફરી કરવા નીકળ્યા હતા વાંચક ચાલો આપણે તે બોટની અંદર પ્રવેશ કરીએ.

બોટના નોકરો પોતાનું કામકાજ કરતા દ્રષ્ટિગોચર થતા હતા, કેટલાક માણુસો તુતક ઉપર કુદરતી લીલા નિહાળતા વાતો કરતા બેઠા હતા, તેમાં બે યુવાનો એક બીજા સાથે વાદવિવાદ કરતા હતા. તેમની વાતચીત ઉપર આપણે લક્ષ આપવું જોઇએ કારણકે આપણો તેમની સાથે મુખ્ય સંબંધ છે.

બન્નેની ઉમ્મરમાં થોડો તફાવત હતો, તેમાં એકની ઉમ્મર આશરે અઢાર વર્ષની જણાતી હતી અને બીજાની પચીસેક વર્ષની અટકળે કળાતી હતી.

મોટા જણાતા યુવાને નાનાને પ્રશ્ન કર્યો ભાઇ ગોપાળ તું થોડાં વર્ષ મ્હારી સલાહ પ્રમાણે વિલાયત રહ્યો હોત અને બેરીસ્ટરના અભ્યાસમાં જોડાયો હોત-તો કેવું સારૂં હતું ? આપણે બંન્ને બંધુઓ એકજ અભ્યાસ માટે એક બીજાને મોટા મદદકર્ત્તા થઇ પડત. સુધરેલી રીતે ઉચ્ચ જીવન ગાળવા માટે મોટા વિદ્વાન થઇ ઉંચી ડીગ્રીઓ મેળવવાની ઘણીજ અગત્ય છે. હું જ્યારે આપણા દેશના મુંબાઇ બંદરે પગ મૂકીશ અને જ્યારે આપણા સ્નેહીઓ ને મિત્રો મ્હારા માટે જે મગરૂરીભર્યા ઉદ્દગારો કાઢશે ત્યારે મ્હારૂં કહેવું તને જરૂર વાજબી જણાશે.

એ પ્રમાણે મ્હોટા યુવાને વાતચિત કરી તોપણ નાનો જણાતો જે ગોપાળ તેણે માત્ર નીચે મોઢે સ્થિર દ્રષ્ટિએ સાંભળ્યાજ કરી અને કાંઇપણ પ્રત્યુત્તર વાળ્યોજ નહિ ત્યારે ફરી તે બોલ્યો તું બહુજ. હલકા વિચાર ઉપર આવી ગયો છે. વિલાયતમાંથી તને નવાઇની કાંઇપણ વસ્તુ ન મળી કે તું સાથે ગાય અને સાંઢને ખરીદી લાવ્યો ? ભાઇ પશુઓની સાથે પશુવત્ જીવન ગાળવાનો શું તેં નિશ્ચય કર્યો છે ? તારૂં આવું વર્ત્તન મને હમેશ શરમીંદો બનાવશે.

ઉપરનું વાક્ય સાંભળતાં ગોપાળનું મુખ લાલ થઇ ગયું ભ્રકુટી ઉંચી ચઢી અને સ્હામે જોઇ બોલ્યો.

મોટી મોટી ડીગ્રીઓ મેળવી દેશનું હિત સાધવામાં છેટા પડવા માટે મને દિલગીરી ઉપજે છે ! બેરીસ્ટરોની પરિક્ષાઓ પસાર કરી દેશમાંથીજ પૈસા પેદા કરવા પડે છે. એટલે દેશના દારિદ્રમાં વધારો કરવામાં દેશના જુજ અપવાદો સિવાય ઘણા વિદ્વાનો રોકાઇ ગએલા છે. દેશની આર્થિક સ્થિતિને સુદ્રઢ બનાવવા માટે જે પશુ સબંધી તમે ટીકા કરો છો તેજ છે. આપણો ગરિબ હિંદુસ્થાન પૂર્વે પોતાની ખેતીવાડી માટે જગતમાં મગરૂર હતો હુન્નર ઉદ્યોગમાં બીજા આગળ વધેલા દેશોના મુકાબલે તે કદાચ પછાત હશે; તે છતાં પણ ખેતીવાડીના ઉપયોગીપણા માટે તથા જમીનની ફળદ્રુપતાને લીધે આપણી પવિત્ર ભારતભૂમિને આખી દુનિયાં સાનંદાશ્ચર્યની લાગણી સાથે અથવા પોતાના લોભ માટે તેને એક ભાગ્યશાળી ભૂમિ તરીકે ગણતી હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

પરંતુ તે ભાગ્યશાળીપણાનું પદ પ્રાપ્ત કરાવનાર કેવળ આપણાં દેશની–ફળદ્રુપ જમીનજ છે, અને તે જમીન કેળવવા માટે અર્થાત્

ખેતીવાડીની ખીલવણી કરવા માટે તેના ઉપર ખેતીકારોને જે મહેનત તથા સખ્ત મજુરી કરવી પડે છે. તે કાંઇ ઓછી નથી ! કારણકે ગાજવીજના કડાકા ભડાકા સાથે વરસાદ તથા ઉનાળાના સખ્ત તાપમાં, કાંઇ પણ છાંયા વગરના જંગલમાં આવેલાં ખેતરોમાં ખેડુતો પોતાની પરિશ્રમ યુક્ત પ્રવૃત્તિ, પ્રસ્વેદનાં ટપકતાં ટીંપાંઓ સાથે ચાલુ રાખે છે તેમજ શિયાળાની રાત્રીએ પાકની સંભાળ રાખવા માટે વિકાળ પ્રાણીઓની તથા સખ્ત ટાઢની દરકાર રાખ્યા વગર, એક ઝુંપડીમાં ફાટેટુટે લુગડે બિચારા ખેતીકારો પડયા રહે છે, તેઓનેજ માત્ર અનુભવ થઇ શકે છે કે દેશને ભાગ્યશાળીપણાનું ઉત્તમ પદ પ્રાપ્ત કરાવવામાં તેઓને કેટલી બધી હાડમારી તથા મુશીબતો સહન કરવી પડે છે.

અલબત એ બાબતનો ખ્યાલ સ્વાભાવિક રીતે ખેતીવાડીની મહેનતથી અજાણ્યા લોકોને ભાગ્યેજ આવી શકે છે. કારણકે ઉનાળાના દિવસોમાં પોતાના મગજને પરિશ્રમમાંથી મુક્ત કરી વિશ્રાંતિ લેવા જનારા, તેમજ વરસાદમાં રબરના રેનકોટ તથા તેવાં બીજાં સાધનોથી પોતાના શરીરને જલબિંદુનો જરાપણ સ્પર્શ નહિ થવા દેનારા, અને બુટ સ્ટોકીંગ તથા ગરમ કપડાંઓ શિયાળાના દિવસોમાં પોતાના શરીર ઉપર લપેટનારા શ્રીમંતો તથા કેળવાએલા સુધારાના હિમાયતી વિદ્વાનોને આ બધી મુશ્કેલીઓનો ખ્યાલ પણ કહો ક્યાંથી આવી શકે વારૂ ?

એ બધી મહેનત ખંતીલા ખેડુતો રાત અને દિવસ કર્યા કરે છે અને તેઓની તે મહેનતમાં બળદો એ મુખ્ય ઉપકારી પ્રાણીઓ સાધનભૂત થાય છે જો ખેડુતોની મહેનતમાં ખેતિને ઉપયોગી ઉપકારી

બળદો ભાગ પડાવતા ના હોત તો આપણાથી ખેતીવાડી કદી પણ થઇ શકત નહિ, અને તેથીજ ખેતીવાડીમાં પ્રથમ દરજ્જે બળદોની મુખ્ય જરૂર પડે છે, કે જેની મહેનત મનુષ્યથી સોળઘણી વધારે કલ્પિ શકાય છે.

ખેતર ખેડીને નકામા છોડોને માંહેથી કાઢવાના કામથી માંડીને, અનાજ વાવવાનું તેમજ લણવાનું તથા તેને ખેતરમાંથી કાપીને ખળામાં એકઠું કરી માંહેથી દાણા તથા ભૂંસો કાઢવાનું, અને છેવટે તે તોલાઇ ગયા બાદ મુકરર કરેલા સ્થળે તેને પહોંચાડવાના તમામ કામમાં " આપણને કોની જરૂર પડે છે ? જવાબ દિધા વિના ચાલે તેમ નથી કે બળદોની બળદ ક્યાંથી ઉત્પન્ન થાય છે ? માત્ર ગાયો વડેજ.

ગાયના આપણા ઉપરના ઉપકારો તેની પ્રજાની જાત મહેનત તથા મજુરી વડેજ તેઓ અદા કરે છે તેવું કાંઇ માનવાનું નથી કારણકે તે જાનવરો જે ઓલાદથી ઉત્પન્ન થાય છે. તેની નારી જાતિ ગાય આપણી કાંઇક વિશેષ સેવા બજાવે છે. આપણું પોષણ કરે છે. તે આપણાથી ક્યાં અજાણ્યું છે ? કારણકે ઘી, દૂધ, દહિં, માખણ ઇત્યાદી અમૃતમય વસ્તુઓ તથા તેમાંથી બનાવવામાં આવતી મીઠાઇ વિગેરે સ્વાદીષ્ટ ચીજો પણ મુંગા જાનવરની પ્રસાદીજ છે. તે નિઃસંશય છે.

એ રીતે આપણા માટે અમૃતમય પોષક પદાર્થો પુરા પાડવા માટે આપણે કોઇ રીતે તે ઉપકારી જાનવરોના ઓછા ઉપકારમાં નથી. એટલુંજ નહિ પણ બિમાર અવસ્થાની શરૂઆતથી છેક મોતની પથારી ઉપરની અવસ્થામાં તેમજ જગતમાં જન્મ લેનારા બાળકની છેક કુમળી અવસ્થામાં તથા તરૂણ વૃદ્ધ તથા બાળકને ઘણે ભાગે

દૂધ ઉપર રહેવું પડે છે. તે દૂધ આપનાર ઉત્તમ જાનવરોમાં ગાય સિવાય બીજું કયું પ્રાણી છે ?

શ્રીકૃષ્ણ પરમાત્માની ગીતા વાંચતાં શું તમે શરમિંદા બનશો ? શ્રીકૃષ્ણે નાનપણમાં ગૌસેવા કરી તે માટે શું તમે શરમિંદા બનશો ? કહો ત્યારે ગાયો ઉપરના મ્હારા પ્રેમથી શું તમે શરમિંદા બનશો ?

ઉક્ત પ્રમાણે ગોપાળના મુખથી વિવેચન થવાથી મ્હોટો તરૂણ કાંઈક વિચારમાં પડયો, અને થોડીવારે બોલ્યો, ગોપાળ તારૂં કહેવું જોકે વ્યાજબી હશે તોપણ સૌ સૌનું સંભાળી લેશે તેમાં આપણે નાહક શા માટે માથું મારવું જોઇએ ? સૌએ પોતપોતા માટે તજવીજ કરવી જોઇએ. સૌને પરમેશ્વરે સરખાં અવયવો આપેલાં છે સૌને વિચાર કરવાની શક્તિ પરમેશ્વરે બક્ષેલી છે. તો સૌ કોઇને પોતપોતાની જાતનું સંભાળવા માટે ફરજ છેજ. તો મારી આપેલી શિખામણ અણઘટતી તો નહિજ ગણાય.

ગોપાળ બોલ્યો બંધુ હું આપની આગળ જે કાંઇ બોલું છું, તે માટે જો અઘટીત લાગતું હોય તો આપની ક્ષમા યાચું છું પણ જુઓ મહેષ્યને કોઇપણ રીતે ઉપયોગી નહિ એવા ઘાસનું ભક્ષણ કરી બિચારી ગાય પોતાનું જીવન નભાવે છે, અને તેના બદલામાં તે દૂધ દહીં તથા ઘી વિગેરે જેવી મહા પૌષ્ટિક વસ્તુઓ આપણને પુરી પાડે છે, તેથીજ ગાયને ઉપકારની લાગણીને અનુસરીને હિંદુઓએ "ગૌમાતા" ની ઉપમા આપી હોય તો તેમાં કાંઇ નવાઇ નથી. જેની રીતે ગાયનું દૂધ વિશેષ ફાયદાવાળું હોવાથી તેને "માતાનું" માનવંતુ માન મળ્યું છે. જેમ સૌ સૌને પોતપોતાનું ફોડી લેવાનો હક છે તેમ ગાયને પણ જંગલમાં પુર સ્વતંત્રતાથી

ફરવાની પુરી સત્તા આપવામાં આવે, અને તેના વારસોના ગળેથી હળની ધુંસરી સદાને માટે ઉતારી નાખવામાં આવે, તો મ્હારો ગાયો ઉપરનો પુજ્ય પ્રેમ ના માનવામાં આવે, તે તો કદાચ વાજબી ગણાય.

આપણને પણ પરમેશ્વરે બનાવ્યાં છે, તેમ ગાયોને પણ પ્રભુએ ઉત્પન્ન કરી છે તો આપણે તેમને પકડી બંધીવાન કરવાની શી જરૂર છે ? જો આપણે ગાયો તરફની ફરજને અદા નહિ કરીશું, તો તેમને બંધીવાન કરવા માટે તથા તેમના પુત્રો પાસે વૈતરૂં કરાવવા માટે અને તેમની સ્વતંત્રતા ખુંચવી લેવા માટે પરમેશ્વરના દરબારમાં આપણે જવાબ દેવો પડશે

ગાય એ કુદરતી વૃદ્ધિને મદદ આપનાર છે કુદરતની વૃદ્ધિ કરનારને મદદ કરવી એ કુદરતી સત્તાને માન આપવા બરાબર છે અને દરેક કુદરતના કાયદાને માન આપે છે તોજ તે સુખી થાય છે અનાજ વગર આ સૃષ્ટિમાંના કોઇપણ માણસને ચાલતું નથી માટે અનાજ ઉપર ગુજારો કરી જીવન ગુજારનાર સમસ્ત જગતના માણસોને માથે ગૌસેવાની ફરજ સર્જાએલી છે તે ફરજ અથવા ધર્મને અનુસરીને મ્હારો પ્રેમ ગાયો ઉપર અધિક છે.

આપણા માનવંતા મરહુમ મહારાણી વિકટોરીઆ પોતે એક ખાનગી ગૌશાળા નિભાવતાં હતાં અને તેમાં તેઓ નામદારે સતત મહેનત લેઇ ઉત્તમ ઓલાદની કિંમતી ગાયો પોતાની ગૌશાળા માટે બનાવી હતી. તેઓ ગાયો પ્રતિ કેવી ઉત્તમ રીત્યે પોતાની ફરજ અદા કરતાં હતાં તેનાથી તમો બેખબર જણાઓ છો ! આપણા માનવંતા મરહુમ શહેનશાહ બહાદુર એડવર્ડ પણ પોતે એક સારી ગૌશાળા નિભાવતા હતા. આપણા બ્રિટિશ શહેનશાહો જ્યારે

ગાયો પ્રતિની ઉત્તમ ફરજના ઉપાસક છે તો આપણે પણ ગાયોના ઉપાસક બનવું જોઇએ એ વાસ્તવીક છે કારણ કે ગાયો એ રાજા અને પ્રજા ઉભયની આર્થિક સ્થીતિનો ઉદય કરનાર છે એટલું બોલી દરિયા સ્હામી દ્રષ્ટિ નાખી ગોપાળ સ્તબ્ધ ઉભો રહ્યો, એટલામાં જમવાની સુચના મળી તેથી બેઉ બંધુઓ ભોજનાલયમાં ગયા.

---

## પરિચ્છેદ ૨ જો.

---

### પરિચય.

---

વાંચક તેઓની ઓળખાણની આપણે જરૂર છે; કારણકે આપણી વાર્તા સાથે તેઓ નિકટનો સબંધ ધરાવે છે. તેઓ બંન્ને સગા બંધુઓ છે. ગ્નાતે બ્રાહ્મણ છે તેમનો બાપ એક સાધારણ સ્થિતિનો માણસ છે, તેમનુ નામ જીવન શર્મા છે. મોટાનું નામ વિદ્યાવિનોદ અને નાનાનુ નામ ગોપાળ છે તેમનો પિતા જીવનશર્મા વૈદિક આચાર વિચારવાળો માણસ છે તેના સદ્દવિચારોને લીધે તે નામાંકિત માણસો સાથે મિત્રાચારી ધરાવે છે. એક ગૃહસ્થ વૈસ્યની મદદથી વિદ્યાવિનોદને તેણે વિલાયત અભ્યાસ કરવા મોકલ્યો હતો તે વૈસ્યનું નામ વિવેકચંદ્ર હતું, વિવેકચંદ્રને પ્રજામાં ચૌદ વર્ષની એક ભૂદેવી નામની કન્યા હતી, વિવેકચંદ્ર વેદને માન આપનારા હતા તેઓએ ઘણા નિરાશ્રિતોને વિદ્યાદાન માટે મદદ કરી હતી જીવનશર્માને અને વિવેકચંદ્રને ગાઢી મિત્રાચારીને લીધે. વિદ્યાવિનોદે વિલાયત ભણવા જવા માટે પોતાની

ઇચ્છા વિવેકચંન્દ્રના આગળ ઝાહેર કરી હતી, તે ઇચ્છાને મદદ કરવા વિલાયતમાં ભણતા વિદ્યાવિનોદનું બધું ખર્ચ પોતે ઉલ્લાસથી આપતો હતો.

વિવેકચંદ્ર ધનાઢ્ય ને સારી આવકવાળો હતો તેમ સારા વિચારનો અને વિદ્વાન હતો તેણે પોતાની પુત્રી ભૂદેવીને સારી કેળવણી. આપી હતી, પણ તેના લગન માટે વેદાજ્ઞાનુસાર સમયની રાહ જોતો હતો તેથી તે અદ્યાપી કુવારીજ હતી.

ગોપાળ રોજ વિવેકચન્દ્રને ઘેર જતો અને ભૂદેવી સાથે બાળ રમત રમતો વખતે તેને વિદ્યાભ્યાસ કરવામાં મદદરૂપ થતો, સાથે રમતાં, સાથે જમતાં, તેથી તે બેઉ વચે ગાંઢો બાલસ્નેહ બંધાયો હતો.

એક સમયે વિવેકચન્દ્રને વિલાયતની સફર કરવાની ઇચ્છા થઇ તેથી તેણે તે વાત ભૂદેવીને કહી અને તેથી તે પણ પોતાના પિતાની સાથે મુસાફરી કરવા આગ્રહપૂર્વક તૈયાર થઇ, કારણ કે તેની માતા તેને બાલ્યાવસ્થામાં મૂકીને ગુજરી ગઇ હતી તેથી આપ્તજનમાં તેના પિતાજ માત્ર એકલા હતા અને તેથીજ તેણીને પણ સાથે લેવા વિચાર કર્યો. જે દિવસે સફર શરૂ કરવાની હતી તેની આગલી રાત્રે કપડાં વિગેરે સામાન અટપતાં હતાં તે વખતે ગોપાળ ત્યાં આવ્યો અને વિવેકચન્દ્ર પાસે બેઠો, ગોપાળ આવ્યાની ખબર પડતાં ભૂદેવી તેની પાસે દોડી જઇ પાછળથી આવી બેઉ હાથ તેની આંખો ઉપર દીધા પળવાર ગોપાળ વિચારમાં પડ્યો કે તુરત ભૂદેવી ખડખડ હશી પડી અને બોલી હું અને મારા પિતા વિલાયતની સફર કરવા કાલે ઉપડી જનાર છીએ તમે આવશો ? તમોને સાથે લેવા હું પિતાજીને વિનતી કરૂં, આપણને નવું નવું

જોવાનું મળશે બાપા કહે છે કે દરિયાની સફરમાં મ્હોટી મઝા પડે છે. વળી કહે છે કે વિલાયતના લોક આપણને જોઇને બહુ રાજી થાય છે અને આપણી સાથે મીઠી મીઠી વાતો કરવા આવે છે, આપણે તેમનો દેશ જોઇશું અને તેમને આપણા દેશની વાતો કરીશું તેથી આપણને ખૂબ મઝા પડશે એમ બોલી વિવેકચન્દ્ર તરફ ફરી અને બોલી પિતાજી આપણી ગમતને ખાતર ગોપાળને સાથે લ્યો તો કેવું સારૂં ! તેઓ જો સાથે હોય તો મને ઘણી ગમત પડે અને અજાણે ઠેકાણે ગમે પણ ખરૂં, એમ કહી પોતાના પીતાના ગળે વળગી પડી.

વિવેકચન્દ્રે કહ્યું–જો તેમના પિતા જો તેમને આવવાની રજા આપે તો જરૂર આપણી સાથે તેમને લેઇએ એટલું સાંભળતાં ભૂદેવી દોડી અને પોતાનાં બહાર જવાના કપડાં પહેર્યાં અને ગોપાળનો હાથ પકડી બોલી. ચાલો આપણે તમારા પિતા પાસે રજા માગવા જઇએ. ગોપાળને પણ ગમતી વાત હતી કારણ કે વિલાયતમાં ગએલો તેનો મોટો ભાઇ બેરિસ્ટરની પરીક્ષામાં પસાર થવાની તૈયારીમાં હતો તેથી તેને મળાશે તથા સાથે સાથે ઘેર અવાશે અને વળી મુસાફરીમાં ભૂદેવીના સહેવાસથી આનંદ રહેશે વિગેરે બાબતનો વિચાર કરી તુરત ઉભો થયો અને ટ્રામમાં બેસી બેઉ જણાં જલદી જીવન શર્માની પાસે આવી પહોંચ્યાં.

ભૂદેવી દોડતી જીવન શર્મા પાસે જઇ બોલી, અમારે સહવારે મ્હારા પિતા સાથે વિલાયતની સફર કરવા જવાનું છે અને સાથે ગોપાળને આવવા માટે રજા મેળવવા તમારી પાસે આવ્યાં છીએ, માટે તેમનાં કપડાં વિગેરે સામાન જલદી તૈયાર કરી આપો, ગોપાળ

પણ પોતાની જવાની સંમતિ દર્શાવી તેથી તેને તેમની સાથે વિલાયત જવા ખુશીથી રજા આપી બીજે દિવસે ત્રણે જણાંએ પોતાની દરિયાઇ સફર શરૂ કરી અને આનંદમાં દિવસ નિર્ગમન કરતાં લંડન પહોંચ્યાં ત્યાં પહોંચ્યા બાદ બીજે દિવસે વિદ્યાવિનોદની મુલાકાત લીધી બેઉ બંધુઓ અરસપરસ પ્રેમથી ભેટયા, થોડા દિવસ ચારે જણાં ભેળાં રહ્યાં. વિવેકચન્દ્રને હજુ યુરોપના બીજા દેશોમાં મુસાફરી કરવી હતી, તેથી તેણે ત્યાંથી પાછી મુસાફરી શરૂ કરવાનો વિચાર કર્યો, વિદ્યાવિનોદની પરિક્ષાનો સમય નજદીક આવ્યો હતો તેથી તેનાથી મુસાફરીમાં સામેલ થઇ શકાયું નહિ. પણ વિવેકચન્દ્રે જણાવ્યું કે યુરોપના જુદા જુદા દેશોમાં મુસાફરી કરીને પછી અમેરિકા જઇ બાદ પાછો લંડન આવીશ. ત્યાર બાદ મને અનુકુળ હશે અને તમારી પરિક્ષા પુરી થઇ હશે તો જરૂર આપણે સાથે સાથે હિંદુસ્થાન જઇશું. વિદ્યાવિનોદના આગ્રહથી ગોપાળને પણ નાઇલાજે લાચારીથી લંડનમાં રોકાવું પડયું તેણે પણ બી. એ. સુધી અભ્યાસ મુંબાઇમાં કરેલો હતો તેથી વખતે આગળ અભ્યાસમાં લગાડીશું એવા વિચારથી ગોપાળને રોકવામાં આવ્યો હતો.

ગોપાળ લંડનમાં રહે તે વાત ભૂદેવીને જરા પણ રૂચતી નહિ હતી. પણ પોતાના પિતાના આગ્રહ તથા વિદ્યાવિનોદની મરજીને માન આપી ગદગદીત કંઠે સજળ નેત્રે ગોપાળ તથા ભૂદેવી છુટાં પડયાં.

પિતાં પુત્રી પહેલાં ડેન્માર્ક ગયાં, ત્યાંના વિવિધ વિશ્વ વિદ્યાલયો તથા જુદાં જુદાં મોટાં યાંત્રીક કારખાનાંઓની મુલાકાત લીધી તથા ત્યાંથી એક પ્રસિદ્ધ ગૌશાળાની મુલાકાત લીધી, સદર

ગાશાળામાં હિંદુસ્થાનના સાંઢો લાવી રાખવામાં આવ્યા હતા. ભૂદેવીએ ત્યાંના રક્ષકને પ્રશ્ન કર્યો કે આ સાંઢો તો હિંદુસ્થાનના સાંઢો જેવા દેખાય છે. રક્ષક બોલ્યો તમારૂં ધારવું બરાબર છે તેમને હિંદુસ્થાનથી મોટી કિંમત આપી લાવવામાં આવ્યા છે કારણ કે અમારા દેશની ગાયોની ચામડી ઘણીજ પામળી છે, તેથી મજબુત ચામડીની ગાયોની ઓલાદ ઉત્પન્ન કરવા માટે આ સાંઢ લાવવામાં આવ્યા છે.

ભૂદેવી—ત્યારે તમો પણ ગાયોની ઉત્તમ રીતે સેવના કરતા જણાવો છો ?

રક્ષક—તમારૂં ધારવું બરાબર છે મને લાગે છે કે તમો હિંદુસ્થાનના વતની હશો ?

ભૂદેવી—તમારૂં ધારવું તદ્દન સાચુ છે.

રક્ષક—મ્હારા સાંભળ્યા પ્રમાણે હિંદુઓ ગાયને બહુ માન આપે છે હિંદુ ધર્મમાં ગાયને બહુ પવિત્ર માની છે. પણ મારે દીલગીરી સાથે જણાવવું પડે છે કે અમારા જેવી ઉત્તમ પ્રતિની ગૌ સેવા કરવા માટે હિંદુઓ પછાત છે કે જેની અસર તેમની નબળી ખેતીવાડી ઉપરથી સાબીત થઇ છે. અમે તન, મન અને ધનથી ગાયો તરફ લક્ષ આપીએ છીએ, તેવું લક્ષ ભાગ્યેજ તેઓ આપતા હશે ? વળી અમારા દેશમાં ગાયોનું રક્ષણ કરવાના કાયદા સરકાર પાસે કરાવીએ છીએ ત્યારે તમારા દેશમાંથી લાખો ગાયોની સંખ્યા પરદેશ-અમેરીકા જેવા દેશોમાં ચાલી જાય છે. વળી તે કરતાં પણ અધિક રીતે તમારા દેશમાંજ તમારી ગાયોનો ઉચ્છેદ

કરવામાં આવે છે. અમારા દેશના લોકો તમારા દેશમાં મોટી કંપનીઓની થાપણો વડે દર વર્ષે લાખો ગાયોને કતલ કરી તેનું માંસ ડબ્બાઓમાં બગડે નહિ તેવી રીતે પેક કરી અમારા દેશમાં લોકોના આહાર માટે હમેશાં મોકલેજ જાય છે. જો તમારા દેશના લોકોએ એકે અવાજે આવાં ગાયો કાપવાના કારખાંનાઓ બંધ કરાવવા સરકારની પાસે આજીજીપૂર્વક વિનંતિ કરી હોત તો તમારી સુધરેલી સરકાર કે જેને તમારી આર્થિક સ્થિતિની સાથે નિકટનો સંબંધ છે તથા જે સદાએ તમારા દેશના કાચા માલ ઉપર સદ્ધર થવાનો ઇરાદો રાખે છે તે જરૂર તમને મદદ કરવા આવો કાયદો અસ્તીત્વમાં રાખવા પ્રયત્ન કરત અને તમારી વ્હાલી ગાયો બચવા પામત અને તેથી તમારો દેશ આર્થિક સ્થિતિમાં સબળ થાત અથવા તમો બધા લોકોએ ગાયોની પ્રતિપાલણા મોટા પાયા ઉપર ઉત્તમ રીતે કરી હોત તો જરૂર તમે સુખી થયા હોત તમે તેવા કતલખાનાઓમાં ગાયોને વેચી ના હોત તો તેઓ કદાપી તમારી પાસેથી બળાત્કારે છીનવી લેત નહિ. છતાં પણ તમારે એકે અવાજે ગાયોની કતલ થતી અટકાવવા સરકારને વિનંતી કરવી જોઇએ અને ત્યારેને ત્યારેજ તમારા દેશની દારિદ્રતા ઓછી થશે.

ઉપર પ્રમાણેનું તે રક્ષકનું બોલવું સાંભળી ભૂદેવી સ્તબ્ધ થઈ ગઇ અને પોતાના પિતા સ્હામે ટગર ટગર જોઇ રહી.

રક્ષક બોલ્યો મ્હારા બોલવાથી તમને માઠું લાગ્યું હોય તો તો તે માટે દરગુજર કરશો પણ મેં ખરૂંજ કહ્યું છે એમ કહીને ચાલતો થયો.

ત્યાર બાદ તેમણે સ્વીડન, હોલાન્ડ, વિગેરે દેશોમાં મુસાફરી

ફરી ત્યાં પણ ગૌ પાલનનું કામ મોટા વિસ્તાર ઉપર ચાલતું હતું. તે તેમણે જોયું અને ત્યાં લાખો ગાયોની ગૌશાળાઓ જોઇ, ત્યાં ગાયનું લાખો મણ દુધ તથા માખણ વેચાય છે અને તે ધંધામાં ત્યાંના લોક કરોડપતિ થયા છે.

ત્યાર બાદ તેઓ અમેરિકા આવ્યાં ત્યાં તેમણે માઇલોના માઇલોનાં મોટાં ખેતરો જોયાં તે ખેતરોમાં વરાળયંત્રથી નવાઈ ઉપજાવતું કૃષિખાતું જોયું, ત્યાંના ખેડુતો કરોડોપતિ લેખાતા દ્રષ્ટિ ગોચર થયા. અમેરીકામાં શાર્પલ એન્ડ કંપની છે. તેમાં એટલી બધી ગાયો છે કે તે બધીને સ્ટીમ પાવરથી દોહવામાં આવે છે. એટલે હાથેથી દોહવાનું કામ કરતા નથી કારણ કે વધારે ગાયો છે. રબરની નળીઓ આંચળમાં પરોવી હવા ખેંચી લેવાથી દુધ ખેંચાઇ આવે છે.

એ બધું જોઇ ભૂદેવી ઘણીજ અચરજ થઇ અને તેના પિતા સામે જોઇ બોલી પિતાજી શું આવી ગૌ સેવાઓ આપણા દેશમાં થતી હશે?

વિવેકચન્દ્ર બોલ્યો બેટા જે દેશનું અહોભાગ્ય હોય તેજ દેશમાં આવી મોટી ગૌશાળાઓ હસ્તિ ધરાવતી હશે આપણા દેશના કમ નસીબે મોટા વિસ્તારમાં ગૌસેવાનું કાર્ય ઉત્તમ પ્રતિપાલણા રૂપે થતું નથી, અને જેટલું થાય છે તેટલું પણ અધમ સ્થિતિએ પહોંચી ગયું છે.

ભૂદેવી—ત્યારે ગઇ સાલે તમે મને જે ગૌવ્રત લેવરાવ્યું હતું તેવુ વ્રત આર્યાવર્તની સઘળી બાળાઓ લેતી હશે કે?

વિ.—હા તેવું વ્રત ઘણી ખરી બાળાઓ લે છે પણ તે તો ખરૂં વ્રત લેખાતું નથી.

બૃ.—શું ત્યારે હું સહવારથી માંડીને જ્યાં સુધી ગાયો ચારો ચરીને જંગલમાંથી ગામમાં પાછી ના ફરે ત્યાં સુધી અનાજનો એક દાણો પણ ખાતી નહિ અને તે આવે ત્યારે સાંજે તેની પૂજા અર્ચા કર્યા પછી જમતી એ વ્રત પણ અધમ ગણાય છે કે?

વિ.—આપણા પવિત્ર વેદમાં ગાયની સેવા કરવાની દરેક રીતે માનવ જાતિના માટે ફરજ કથેલી છે. તે ઉપકારી કાર્ય ગૃહસંસારમાં ગૃહણીઓ ઉલ્લાસથી ઉપાડી લે, તે માટે નાનપણમાં આર્ય બાળાઓને ગૌવ્રત લેવરાવવામાં આવે છે. ભૂતકાળમાં આપણી આર્ય બાળાઓ કેવી જાતનું ગૌવ્રત લેતી તેનો તને થોડો ભાવાર્થ બતાવું છું તે ધ્યાન દેઇ સાંભળ.

પ્રાચીનકાળના માણુસો પોતાના વિસ્તારવાળા ઘરોમાં બળવાન સફેદ ગાયો જોઇને પોતાને ભાગ્યશાળી સમજતા હતા, મનની આંખ ઉપર એક વાર પ્રાચીન ભારતને જુઓ!

પેલા દુરના જંગલમાં પાતરાંમાંથી ધુમાડો મેઘમાં ભળે છે. ત્યાં કોઇ ઉન્નત મનના શુદ્ધાત્મા ઋષિઓના આશ્રમ છે ચાલો ત્યાં જોઇ આવીએ.

પેલી બાજુએ હારબંધ ગાયો ઉભી છે, લીલાં ઘાડાં પાતરાંની અંદર તેઓના સફેદ શરીર સ્વચ્છ મધ્યાન્હ કાળના મેઘ પ્રમાણે શોભા આપે છે ગાયને પાળનારી આર્ય બાળાઓ કેવી ધીરજથી આનંદથી તથા નીચે નાખેલી આંખથી તેઓની સેવામાં લાગેલી છે.

કેવી શરીરને સ્વચ્છ કરે છે તેઓના કોમલ હાથો ધેનુ સ્પર્શથી કોમળાંતર તથા પવિત્ર થઇ ગયા હોયની ? કેવી રીતે લીલા ઘાસના પુળા હાથમાં લઇને ઋષિ કન્યાઓ તેઓને ખવાડે છે. જે ગાય જે ઘાસને ઘણું પસંદ કરે છે તે તેઓને માટે ઘણું લાવવાની કોશિષ કરે છે. એક માંખી કે એક મચ્છરની મગદુર નથી કે વ્હાલા પશુના શરીર ઉપર બેસે, ઓનાં રૂડાં કપડાં સર્વદા ગાયોને સુખ આપવા માટે પહેરેલાં છે.

આ જુઓ વાછરડાં આનંદથી નાચે છે, માતાનું દુધ પીએ છે. વાછરડાં કોઇ વખતે સ્થિર ભાવનાથી ઉભાં રહીને તે ચાટે છે, વળી ચકીત થઇને આખા આંગણામાં વીંટાઇને ઋષિની આગળ પાછળ આવે છે.

આ દેખાવ આ અમૃતમય પુન્ય ક્ષેત્રમાં વાસ કરવો. એ ખરૂં ગૌવ્રત છે.

ભૂદેવી—પિતાજી ત્યારે આપણે આપણા વતન મુંબાઇ પાછાં ગયા પછી હું પણ એક ગાયની ઉતમ રીતે આપના વર્ણવ્યા પ્રમાણે સેવા કરીશ; કેમ ખરૂં કે ?

વિવેકચન્દ્રે ડોકું નમાવી સંમતી દર્શાવી અને તેઓ ત્યાંથી ચાલતાં થયાં. ત્યારબાદ તેમને અમેરિકામાં વધારે વખત રહેવાની અગત્ય જણાવાથી તેમણે વિલાયત લખી જણાવ્યું કે તમારી પરિક્ષા પુરી થયા પછી સુખેથી તમારે દેશમાં જવું કારણકે અમારે અહિં વધુ વખત રહેવાની અગત્ય છે. તેથી વિદ્યાવિનોદ તથા ગોપાળ દેશમાં આવવા નીકળ્યા હતા. ગોપાળને જેટલો વખત વિલાયતમાં રહેવા મળ્યો તેટલા વખતમાં તેણે ત્યાંની સારી સારી સંસ્થાઓની

મુલાકાત લીધી તેમાંની "**લંડન વેજીટેરીઅન એસોસીએસનની**" સંસ્થામાં મેમ્બર થયો હતો, સદર સંસ્થાના સેક્રેટરી મિસ એફ, આઇ, નીકલસને ૧૦૦૦૦ હજાર છોકરાંને ૭ માસ સુધી વનસ્પતિના ખોરાકપર રાખ્યાં હતાં અને **લંડન કાઉન્ટી કૌંસીલે** એટલાજ છોકરાને ૭ માસ સુધી માંસાહારપર રાખ્યાં હતાં ૭ મહિના બાદ આ બન્ને વિભાગના બાળકોની તપાસ ત્યાંના વૈદક શાસ્ત્ર જાણનાર માણસોએ કરી હતી અને તેમાં એમ પુરવાર થયું હતું કે, વનસ્પત્યાહારી બાળકો માંસાહારી કરતાં વધારે તંનદુરસ્ત, વજનમાં વિશેષ, બળવાન મસલવાળા અને ચામડી સ્વચ્છ હતી.

લંડન કાઉન્ટી કૌંસીલની અરજપરથી તેનીજ દેખરેખ નીચે લંડન વેજીટેરીઅન એસોસીએસન લંડનમાં હજારો ગરીબ બાળકોને વનસ્પત્યાહારપર રાખે છે વળી બ્રસેલ્સ વિશ્વવિદ્યાલયમાં મેડ મોઇસેલ ટોટેયકો નામની સ્ત્રી ડોકટર શારરિક શાસ્ત્રની શિક્ષકે પ્રયોગ દ્વારા સિદ્ધ કર્યું છે કે માંસાહારી કરતાં વનસ્પત્યાહારીનું બળ, શ્રમ અને સહનશિલતા ત્રણ ઘણી વધારે હોય છે માટે વનસ્પતિનોજ ખોરાગ લેવો જોઇએ. યેલ યુનિવ્હર્સીટીની ડો. ફીશરના પ્રયોગમાં પણ એમજ જણાઈ આવ્યું છે.

યુરોપખંડના ઘણાખરા દેશોમાં વેજીટેરીઅન એકટ, એની ન્હીલન, અને ટીટોટલર નામની મંડળીઓની મુલાકાત લેવાને તે ચુકયો નહોતો, તેમાંના કોઇ પણ માણસો કોઇ પણ જીવને મારતા નથી અને માંસાહાર બીલકુલ કરતા નથી.

તેણે વિલાયતની સારી સારી ગૌશાળાઓની મુલાકાતો લીધી હતી અને તેમની ઉત્તમ ઓલાદ તથા માવજત કરવાની રીતિ ઉપર

ગોપાળ ઘણોજ ખુશ થયો હતો અને પોતાના દેશમાં સારા પાયા ઉપર ગૌશાળા સ્થાપવા માટે તેણે નિશ્ચય કર્યો હતો. અને તેથી તેણે એક સારી ગાય અને સાંઢ વેચાણ લેઇ પોતાની સાથે બોટ ઉપર ચઢાવ્યાં હતાં જેમને આપણે તુતક ઉપર વાતો કરતા સાંભળ્યા હતા તેઓ આ બે બંધુઓ હતા.

---

## પરિચ્છેદ ૩ જો.

---

### આફત.

---

सुखं दुःखान्त मालस्थं दुखंदक्ष्यं सुखोदयम् ।
भूतिस्त्वेवं श्रियासार्द्धं दक्षे बसति नालसे

અર્થ—દુઃખને અંતે સુખ, આલસ્યને અંતે દુઃખ અને ડહાપણને અંતે સુખનો ઉદય થાય છે તેમજ વૈભવ તથા સંપતિ પણ ડાહ્યા પુરૂષોને જ આવી મળે છે. આળસુઓને નહિ.

બેઉ બંધુઓ વાતચીત કર્યા બાદ જમવા ગયા હતા ત્યારબાદ જમી પરવારી પોતાની કેબીનમાં આરામ લેતા વાતચીત કરતા બેઠા હતા.

કુદરતની બલિહારી છે પળમાં જળને ઠેકાણે સ્થળ, અને પળમાં સ્થળના ઠેકાણે જળ બની જાય છે, પળમાં સુખીને દુઃખી ને પળમાં દુઃખીને સુખી પ્રભુની ઘટમાળ બનાવે છે. અને પળમાં રાયને રંક ને રંકનો રાય તે બનાવે છે.

જુઓ આકાશ તરફ નજર કરો એ વાદળ આવ્યું તેથી આ પૃથ્વી ઉપર છાંયો થયો. વળી પવનના સપાટાથી ખસી ગયું ને તડકો આવ્યો, એમ જગતની ને જગતના સર્વ જનોની પણ ઘટ; માળ ચાલ્યા કરે છે.

અત્યારે બોટમાંના સઘળા મુસાફરો આનંદીત જણાય છે, કોઇ કાંઇ બાબત ઉપર અને કોઇ કાંઇ વિષય ઉપર વાર્તાલાપ કરી રહ્યા છે. રાત્રીના અગીઆર વાગ્યાનો સુમાર થવા આવ્યો છે. મુસાફરોમાંના ઘણા ખરા નિંદ્રાથી ઘેરાતા દેખાય છે. રાત્રી અંધારી છે તેમાં વળી આકાશમાં વાદળાં ઘન ઘોર છવાયાં છે, તેથી વળી અંધારાનો અધિક પ્રભાવ જામ્યો છે.

એટલામાં સર્વે કોઇને એક જબરજસ્ત આંચકો લાગ્યો. કોઇ અથડાઇ પડયા કોઇ ઝીકલાઇ ગયા કોઇને જરા વાગ્યું. એવી સ્થિતિ એકાએક સર્વ કોઇની થઈ સર્વ કોઇ તુતક ઉપર જઇ તેનુ કારણ સોધવા માટે દોડાદોડ કરી રહ્યા.

તપાસ ઉપરથી માલુમ પડી ગયું કે બોટ અચાનક એક ખડક સાથે અથડાવાથી આ આંચકો લાગ્યો હતો, બોટની આગળનો નીચેનો ભાગ થોડો ભાગ્યો હતો. દરીયાનું પાણી જોસભેર આગ-બોટમાં દાખલ થવા માંડયું હતું, બોટમાંના નોકરો અને મુસાફરો સર્વે કોઇ પાણી ઉલેચવા માંડયા છે હવે બચવાની આશા બોટના કેપ્ટને છોડી દીધી છે.

છેલ્લી પ્રભુ સ્તુતિનુ બેન્ડ (વાજું) વાગી રહ્યું છે સર્વ કોઇને છેલ્લી પ્રાર્થના કરવા તથા સાવચેતીમાં રહેવા આ સુચના અપાઇ

છે, કેટલાંકના મન અત્યારે પોતાની વ્હાલી વસ્તુમાં લાગી રહ્યાં છે. પ્રભુ પોતાનો બચાવ કરે તે માટે ગંભીર દીલથી ઘણાઓ પ્રાર્થના કરે છે, નાની જોલી બોટો તથા હોડીઓ દરિયામાં ઉતારવામાં આવી છે. બાળક, અને સ્ત્રીઓને પહેલાં તેમાં બચાવ માટે ઉતારવા સર્વ કોઇ હાથો હાથ મદદ કરી રહ્યાં છે. આટલેથીજ હજુ આ દુખી સ્થિતિનો જાણે અંતના આવ્યો હોય તેમ વળી પવન સુસવાટા બંધ આવવા લાગ્યો છે, ને તેથી મોટા પર્વતો સમાન સમુદ્રની છોળો ઉછળવા લાગી આ વખતે આપણા નાયક ગોપાળની સ્થિતિ નીહાળીએ.

ગોપાળને ગાય ઉપર બહુ ભકિત ભાવ છે: ગાયને પોતાનું અને સમસ્ત જગતનું જીવન સમજે છે, તેથી તે અત્યારે છેલ્લે વખતે ગાય અને સાંઢને છુટાં કરી ત્વરાથી તુતક ઉપર લાવ્યો છે ગાયની પીઠ ઉપર હાથ ફેરવતો આકાશ ગમ નજર કરી પ્રભુ સ્તુતિ કરી રહ્યો છે.

બીજી બાજુ વિદ્યા વિનોદ અત્યારે પોતાના ઉત્તમ અભ્યાસના ફળરૂપ સર્ટિફીકેટો, તથા ડીગ્રીઓ અને બેરિસ્ટર એટલાના ઝભાને બેગમાં સંભાળથી મુકી તે લેઇને તુતક ઉપર ગોપાળની પાસે આવીને ઉભો. બેઉ ભાઈ જાણે છેલ્લી વખત આલીંગન કરતા હોય તેમ એક એકને સજળ નેત્રે ભેટયા અને ઇશ્વર સ્તુતિ કરતાં છેલ્લા સમયની રાહ જોતા ઉભા રહ્યા.

આટલેથી પણ જાણે દુઃખની અવધી ના હોય તેમ પવનના સપાટાથી પર્વતો સમાન દરીયાની છોળોએ, દરિયામાં બચવા માટે ઉતારેલી જોલી બોટો તથા હોડીઓ બોટ સાથે અથડાઇ તેમાંની કેટલીક સદાને માટે દરિયાના ગર્ભમાં સંતાઇ પેઠી.

બોટમાં સંપૂર્ણ પાણી ભરાઇ ચુકયું અને તેથી એકજ સપાટે દરિયા પર આનંદથી નાચતી કુદતી રાક્ષસી બોટ કુદરતના કોપ અને અકસ્માતે સમુદ્રમાં અલોપ થઇ.

હાય! કઇ કઇ આશાઓથી વીંટાઇને આ ડુબેલા મુસાફરો મુસાફરી કરતા હતા, જુદા જુદા દેશમાં પોતાના દેશનો માલ પ્રખ્યાત કરવા તથા ખપત કરવાની મંડળીઓના માણુસો પણ સર્વ પ્રવૃત્તિઓને ભૂલી આ સંસારના પ્રપંચીત કાર્યથી પરવારિ જળ સમાધિરત થયા હતા. દેશાટણ કરવા નીકળેલાં સુખી પ્રેમી જોડાંઓ બોટમાં બેઠે બેઠે છેલ્લા આલીંગન સાથે સમુદ્રના ગર્ભમાં સદાને માટે સંતાયાં છે.

ઘણા વિદ્વાનો પોતાના દેશમાં કરવા જોઈતા સુધારાઓની મહા મુસીબતો વેઠી માહીતી મેળવી આવતા હતા, તેઓને પણ જાણે આ પ્રપંચી જગતથી કંટાળો આવ્યો હોય તેમ પ્રભુ સ્તુતિ કરતા સમુદ્રમાં સંતાયા હતા, સર્વની આશા અત્યારે દરિયાની ઉછળતી છોળોના તરંગમાં ફરી ગઇ હતી.

આશરે બે ત્રણ હોડીઓ દરિયાના મોજાંમાં ઉછળતી આમ તેમ અથડાતી હતી થોડાક માણસો પોચા લાકડા અને રબરથી બનાવેલા સાહીત્યને ગળે વીંટાળી બચવાની આશાથી આમ તેમ પાણી કાપવાનો પ્રયત્ન કરતા હતા.

ગોપાળ ગાયનું પુછડું પકડી દરિયામાં ઝોકાવ્યો હતો આગળ સાંઢ અને પાછળ ગાય પોતાની મરજી અનુસાર મહાન સમુદ્રમાં સડસડાટ પાણી કાપતાં ચાલ્યાં જતાં હતાં ગોપાળ પણ ગાયનું પુંછડું સજ્જડ પકડી પોતાનુ જીવન ગાયની વૃત્તિને અર્પિ પાછળ તણાતો

જતો હતો હિંદુ ધર્મમાં ગાયથી તરી સંસાર સમુદ્રમાં પાર ઉતરાય છે તે વાત ગોપાળના માટે સત્ય કરી હતી. અને તે પોતાને બચવાનો અથવા સઘળો ભાવિ આધાર ગૌમાતા ઉપર રાખી ઇશ્વરની સ્તુતિ કરતો ગાયની પાછળ ઘસડાતો હતો.

આશરે ૭ કલાક ગાયનું પુંછડું ઝાલી તણાયાથી તથા પાણીની મોટી છોળોથી અર્ધ ભગ્ના વસ્થામાં ગોપાળ પ્રભુ સ્તુતિ કહી રહ્યો છે. તેટલામાં તે એક પથ્થર ઉપર ઘસડાવા લાગ્યો. રાત છેક અંધારી હતી છતાં સહવારનુ અજવાળુ દ્રષ્ટિગોચર થતું હતું. વરસાદ અને પવનનુ તોફાન ચાલુ હતું પથ્થર ઉપર ઘસડાવાથી તેને પગે થોડું છોલાયું, તેથી તુરત સાવચેત થઈ ઉભો થયો તો એક બેટ ઉપર ગાયનું પૂછડું પકડી પોતાને ઉભેલો જોવા લાગ્યો. તેથી અત્યંત ખુશી થઇ ઢીંચણે પડી પ્રભુની સ્તુતિ અન્યન્ય ભાવથી કરી, અને ગાયના આગળ જઇ ગદ્દ ગદ્દ કંઠે તેનુ માથું ખજવાળી વ્હાલથી તેની ડોકે વળગી સ્વતઃ બોલવા લાગ્યો.

હેમહાન સમુદ્ર તારિણી મ્હારા સુખ દુઃખની સહ કારિણી હે ભારત ઉદ્ધારણી ત્હારા લીધેજ આ ભૂમિ ઉપર ઉત્કૃષ્ટ જીવન ધારણ કરી શકીશ એમ અનેકાનેક તેના ગુણનું વંદન કરી ગોપાળે પોતાનાં ભીનાં કપડાં કહાડી તેમાંથી પાણી નીચોવી પવનથી સુકવવા માટે યત્ન કરવા લાગ્યો.

આ વખતે વરસાદ બંધ પડયો હતો પૂર્વ દિશામાંના પ્રકાશનો પ્રભાવ જામવાની તૈયારી હતી થોડી વારે કપડાં સુકાયાં અને તે પહેર્યાં, સૂર્ય પોતાનાં સોનેરી કિરણો પ્રસરાવતો દ્રષ્ટિગોચર થયો.

ગાય તથા સાંઢ આમ તેમ નવીન ભૂમિને નિહાળતાં આગળ વધ્યાં ગોવાળ પણુ પાછળ જવા લાગ્યો. એકાદા માઇલ જેટલે ગાય તથા સાંઢે આગળ જવાનુ ચાલુ રાખ્યું અને પાછળ પાછળ ગોપાળ પણુ ચાલ્યો ગયો તો તેની નજરે નિર્મળ મીઠા પાણીનો વહેતો વહેળો પડયો. તેના બેઉ કિનારા ઉપર આજુબાજુ લીલોતરીના છોડવાઓ તથા લીલી ધરોના ગુચ્છાઓ ગાલીચા સમ પથરાઇ રહ્યા હતા. અને જુદા જુદા પ્રકારનાં ફળ અને ફુલના ઝાડો, એ દેખાવને મનહર બનાવી કુદરતની શોભામાં અભિવૃદ્ધી કરતાં હતાં. અને ફળાઉ ઝાડો પાકેલા ફળના ભારથી લચક મારી રહ્યાં હતાં ગાય અને સાંઢ તે મીઠી ધરોને ચરવા માંડયાં.

ગોપાળ પણુ થોડે છેટે મલશુદ્ધી કરી દંતધાવન કરી સ્વચ્છ થઇ પરવાર્યો. ભૂખ તો તેને કકડીને લાગી હતી. ગાય દૂધ આપતી હતી પણુ દૂધ કહાડવું શેમાં? કારણુ કે તેને દોહતાં બીલકુલ આવડતું નહોતું અને સાથે કાંઇ વાસણુ પણુ નહોતું. એમ વિચાર કરતો ગાય પાસે તે આવ્યો, ગાયે પણુ ચરવાનું મૂકી દેઇ ગોપાળના ખભા ઉપર મોઢું મૂકી જાણે ધીરજ આપતી હોય તેમ તે અબોલ, માયાળુ અને રાગ દ્વેશ વિનાનું, પરોપકારની સાક્ષાત મૂર્ત્તિ પવિત્ર પ્રાણી ગેલ કરવા માંડયું.

ગાયને પાણીના ઝરા પાસે તે લાવ્યો અને તેના આંચળ પાણીથી સાફ કર્યાં ગાયે પણુ ગોપાળને તેમ કરવા દીધું.

જેવી રીતે બચપણુમાં પોતાની માતાનુ સ્તનપાન કર્યું હતું તેમ અત્યારે ગોપાળ ગાયના આંચળને મોંઢામાં ઘાલી ધાવવા માંડ્યો,

ગાયે અતિ ઘણા વ્હાલથી તેને ચાટ્યો અને પયપાન કરવા દીધુ પૂર્ણ રીતે પવિત્ર દૂધથી તેની ક્ષુધા તૃપ્ત થઇ અમૃતમય ઓડકાર આવ્યો તેથી દુધ પીવાનું તેણે બંધ કર્યું.

ત્યાર બાદ ઘણા પ્રેમથી ગાય ઉપર હાથ ફેરવતો વારે વારે તેના પ્રત્યેના વ્હાલથી, ચુમવા લાગ્યો અને બોલ્યો—

**यस्मिन जीवति जीवन्ति बहवः सतु जीवतु ।**
**बग काकोऽपी त्रिग्नकुरुते यत्वा खादन पूरणं ॥**
**परोपकरणं येषां जागर्ति हृदये सताम् ।**
**नश्यंति विपदस्ते षां संपदःस्युः पदे पदे ॥**

અર્થ—જેના જીવવા પછવાડે ઘણાઓ જીવે તે જીવતાં રહો ? બાકી તો કાગડો પણ શું ચાંચ વતી પોતાનું પેટ ભરતો નથી, જેના હૃદયમાં પરોપકાર કરવાનો ઉત્સાહ નિરંતર જાગ્રત રહે છે. તેમની વિપત્તિનો નાશ થાય છે અને સંપતિ પગલે પગલે પ્રાપ્ત થાય છે અહો કામધેનુ તું કેટલી પરોપકારીણી છે તે હું મ્હારા ધર્મ શિદ્ધાંતોમાં ભણી ગયો છું મને મ્હારા ધર્મ પરાયણ દીલે ત્હારા તરફ પુન્ય ભાવ ઉત્પન્ન કરેલો છે. પણ અત્યારે તેનો મને પ્રત્યક્ષ અનુભવ થયો છે કે માત્ર ત્હારા લીધેજ હું જીવન ધારણ કરી શકીશ.

ત્હારા જીવન પાછળ આખું જગત જીવે છે, તેમાં વળી મ્હારા ભારતનો વહેપાર, રોજગાર, હુન્નર, ઉદ્યોગ અને છેલ્લે જીવન માત્ર ત્હારૂં દૂધ, દહિં, ઘી, અને ખેતી છે. અને તેટલા માટેજ ભૂતકાળમાં થઇ ગએલા અને વર્તમાન કાળના મહા પુરૂષો અન્યન્ય ભાવે તારી સેવામાં નિમગ્ન થાય છે. ને થયા હતા ? જે માણસો ત્હારા ગુણથી

આણુ માહીતગાર છે, તથા જેઓ દગ્ધોધર તૃપ્ત કરવા માટે તને જુદા રૂપે જુવે છે તેઓ ભલે ત્હારી પૂજા કર્તાં ભારતના આર્યોને જોઇને હશે ? પણ તું જગતને જીવન અપનારી છે, તું જગતની આધારરૂપ છે. ત્હારા સુખથી જગત સુખી અને ત્હારા દુખથી જગત દુઃખી એ સિદ્ધાંત આર્યોના પરંપરાથી ઉતરી આવેલા પરોપકારી ધર્મનાં રહસ્યો હૃદયમાં જડાવાથી, સ્વાર્થ ત્યાગ વૃત્તિથી સંપૂર્ણ તેઓ સમજે છે.

જેઓ ત્હારા તરફ પૂજ્યભાવ રાખતા નથી ? ત્હારી સુખ ભરી હયાતી જગતને શું લાભકારી છે ? તેનો ખ્યાલ દીલપર લાવતા નથી, ને માત્ર ત્હારી શેવા એ જંગલી વહેમી રીવાજ સમજી હસે છે, તેથી અમો જરા પણ ક્રોધ પામ્યા વિના દુભાઇએ છીએ !

શાથી કે તે બિચારા અજ્ઞાનીઓ ત્હારા ગુણની અજ્ઞાનતાથી ઘણુાજ અધમ સ્થિતીએ દિન પ્રતિદિન આવશે અને જગતને પણ લાવશે એમ સમજી, જગત એ અમારૂં પોતાનુ કુટુંબ છે એમ અમારી ધર્મ પરાયણુતા દાખવી અમે અશ્રુ સારીએ છીએ. કારણુ કે જગત એ અમારૂં કુટુંબ છે અને એ મહાન મ્હોટા કુટુંબને સુખ અને જીવનમાત્ર ઓ પવિત્ર ગૌમાતા ત્હારાથીજ છે એમ સમજીને ઓ વ્હાલી કામદૂર્ગા તને અમે જ્યારે દૂખી જોઇએ છીએ ત્યારે, સુર્યની ગરમીથી જેમ બરફ ગળે છે તેમ ત્હારા દૂખરૂપી તાપથી અમારાં અશ્રુ ગળે છે, અને એ અશ્રુ જગતના જીવનમાં વરાળ રૂપે અમૃત વર્ષાવે છે.

એમ અનેક રીતે ગૌમાતાની સ્તુતિ કરી હવે આવી પડેલા સંકટ સ્હામે કેમ બાથ ભીડવી તેના વિચારમાં તે પડયો.

છેવટ નકી વિચાર ઉપર આવી, ગાય અને સાંઢને પોતાની આગળ કરી પોતે બેટની મધ્ય તરફ જવાનો રસ્તો લીધો, લગભગ બે માઇલના આશરે ગયા પછી સારી ફળદ્રુપ અને સપાટ જમીન જણાવા લાગી ત્યાં આગળ એક ન્હાની મીઠા જળની નદી શાન્ત ખળખળાટથી વહેતી હતી આજુ બાજુ ફળ ફુલનાં ઝાડ સોભા આપી રહ્યાં હતાં, અને ખાવાના ઉપયોગમાં આવે તેવા વનસ્પતિના છોડવાઓ કેટલાંક પરિપકવ બીયાંથી તૈયાર થઇ રહ્યાં હતાં.

આવા નિર્જન સ્થાનમાં ખોરાકના છોડવાઓ ઉગાડવા કોણે, બી વાવ્યાં હશે ? ફળ અને ફુલવાળાં ઝાડ કોણે ઉછેર્યાં હશે ?

ઉજ્જડ વેરાન બેટોમાં એવો પરોપકાર કરનાર માત્ર પક્ષીઓજ છે, પોતાની ચાંચમાં જાત જાતનાં બીયાં લેઇ આકાશમાં ઉડતાં અચાનક આવા બેટ ઉપર આવી બેસતાં, તેમાંનાં કેટલાંક બીયાં, જે જમીન ઉપર પડી જાય, તેના ઉપર વરસાદ રૂપે કુદરતના જળ સિંચનથી તે બીયાં ઝાડ અને છોડવાઓનુ રૂપ લે છે. અને સમય જતાં સુંદર જંગલ બને છે. ને તેમ ક્રમવાર ઝાડ અને ઉપયોગી છોડવાઓ પક્ષિઓના કુદરતી કાર્યથી ઉત્પન્ન થાય છે.

ગોપાળ ત્યાં આગળ ઉભો રહ્યો, અને ત્યાં પોતાનુ રહેઠાણુ કરવા માટે એક સ્થાન અતિ ઉત્તમ લાગ્યું. ગાય અને સાંઢને ત્યાં આગળ ચરતાં મૂકી, પોતે સુકાઇ ગએલા અનાજના છોડવાઓ ચુંટી લેઇ બે હાથ વડે મસળી, ફુંકીને સાફ કરી કાચું અનાજ થોડું ફાકી નાની નદીમાંથી સ્વચ્છ પાણી પી શાન્ત થયો, પછી ત્યાંથી ઉઠી એક સાધારણ ટેકરી ઉપર ગયો. તે ટેકરી આશ્રમ કરવા યોગ્ય જણાઇ

દસેક હાથ સમચોરસ જગો ઉપરથી ઘાસના છોડવા વિગેરે ઉખેડી નાખી સાફસુફ કરી તે દિવસે રાત્રે ત્યાં વિશ્રાંતિ લીધી, બાદ બે ત્રણ દિવસમાં તે જગોએ પોતાના નિવાસ માટે એક પર્ણકુટી બાંધી તથા ગાય અને સાંઢના નિવાસ માટે એક પર્ણકુટી બાંધી એમ આઠેક દિવસ સુધી કુદરતે પકવેલું કાચું અનાજ અને ગાયના દુધ વડે પોતાનુ ગુજરાન ચલાવી લીધું.

તેને પાણી પીવાના તથા રાંધવાના વાસણોની અગત્ય જણાઇ તે બેટમાં માણસની વસ્તીનુ નામ નિશાન જણાતું નહતું તેમ તે બેટમાંથી નિકળવાનો કાંઇપણ સંયોગ કલ્પાતો ન હતો તેથી પથરાવતી માટી ખોદી તેને પાણીથી ભીજવી તેમાંથી મહા મુસીબતે હાથથી કેટલાંક વાસણો બનાવ્યાં, અને તેને સુકવ્યાં બાદ બે ત્રણ દિવસે આજુ બાજુથી થોડાંક લાકડાં ભેગાં કરી ઘણી મુસીબતે પથ્થરથી દેવતા પાડી તે સળગાવી માંહે માટીનાં વાસણ ગોઠવ્યાં અને જેમ તેમ તેને પકવ્યાં તેથી તેમાં પાણી ભરવા તથા દુધ દોહવા અને કુદરતે પકવેલા અનાજને રાંધવા ભાગ્યશાળી બન્યો.

ગાય તથા સાંઢને ચારવા જતો તેમની પાછળ પાછળ ફરતો અને, જુદાં જુદાં સ્થળો નિહાળતો પોતાનો સમય નિર્ગમન કરવા લાગ્યો. તેને જ્યારે પોતાનો બંધુ યાદ આવતો ત્યારે તેને માટે તે ઘણું કલ્પાંત કરતો પણ ભાવિ આગળ પોતાને નિરૂપાય માની ધીરજ રાખી રહેતો એમ ગાયની સેવા કરતો કરતો પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

# પરિચ્છેદ ૪ થો.

## જાત મહેનત.

કેટલાક દિવસ એમ વિત્યા બાદ પોતે દરિયા કિયારે ફરવા ગયો. ત્યાંથી દરિયો આશરે ત્રણ માઇલ દૂર હતો ત્યાં દરિયા કિનારે આમ તેમ ફરવા લાગ્યો, ફરતાં ફરતાં થોડેક દૂર ઘણાં વર્ષો ઉપર કોઇ મુસાફરી કરતું જહાણ ભાગી ગયું હશે તેનો કેટલોક ભાગ અસ્થ-વ્યસ્થ જીર્ણ હાલતમાં દરિયા કિનારે વેરાએલો પડયો હતો. ગોપાળ ત્યાં ગયો. અને તપાસ કરી તો તેમાં કેટલાંક નાનાં નાનાં સારાં મજબૂત લાકડાં જણાયાં તે તેણે વીણીને એક જગોએ ભેગાં કર્યાં, તેમાંના કેટલાક લોખંડના મજબુત ખીલા મહા મુસીબતે છુટા પાડયા વળી વધારે તપાસ કરતાં એક કુહાડી જેવું હથીઆર તેમાંથી તેને મળી આવ્યું તે સઘળું તેણે બે ત્રણ દિવસમાં થોડે થોડે પોતાની પર્ણકુટી આગળ લાવી નાખ્યું.

" તેણે વિચાર કર્યો કે હવે આ કુદરતી છોડવા ઉપર આધાર રાખી બેસી રહેવું એ મ્હારા જેવા યુવાનને લાયક નથી. કારણકે કર્મ કર્યા સિવાય ગમે તેવા એકલા ઉંચા વિચારોથી ઉન્નતિ નથી. અને તેથી તો યુવાનોનાં દિલ ચીંતાથી વ્યાધીગ્રસ્થ થવાનો ચોક્કસ સંભવ છે. મહેનત ઇચ્છીત ફળ આપે છે ! કોણ જાણે છે કે મારે આ બેટ ઉપર કયાં સુધી રહેવું પડશે ? તેથી તેણે પુરૂષાર્થ કરવાનો

નિર્ણય કર્યો પેલા કુહાડી જેવા હથિયારની મદદથી સુકાં લાકડાનું ઘણી માથાકુટે એક હળ બનાવ્યું અને તેમાં હળ પુણીના બદલે મોટા ખીલાનો ઉપયોગ કર્યો. ઝાડની છાલ તથા વેલાઓનાં એકત્રીત દોરડાં બનાવ્યાં. ને નદિમાંથી પાણી વાળી શકાય તેવી જગોએ ગાય તથા સાંઢની મદદથી પોતે બનાવેલા હળ વડે ખેડાણ કર્યું. અને જમીન ખેડાયા બાદ તેમાં નદીનું પાણી વાળી ખેડેલી તમામ જમીન ભીંજવી નાંખી.

કુદરતી ઉત્પન્ન થએલા અનાજના છોડવાઓમાંથી પસંદ પડતાં બીયાં તેણે ભેળાં કર્યાં, અને ખેડીને ભીજવી રાખેલી જમીનમાં ઘણી સાવચેતીથી ખંતથી વાવ્યાં, તેને જેમ જેમ પાણીની જરૂર પડતી ગઇ, તેમ તેમ નદીનું પાણી પાયું અને થોડાક માસ થયા પછી તેણે જથાબંધ અનાજ તે જમીનમાંથી ઉત્પન્ન કર્યું.

જે જાતનું કાર્ય કરવાનું હોય તે સઘળું પોતાનાજ શિરે વેંધ્ય હતું. તેથી તેણે સારી માટી પલાળી કોઠીઓ બનાવી, માંહે પકવેલું અનાજ ભર્યું. એમ દિન પ્રાતદીન ગાયની સેવા તથા ખેતિ એ બે કામ નિર્જન અરણ્યમાં ગોપાળે ઉત્સાહથી કરવા માંડયું.

એમ સમય યુકત પરિશ્રમ કરતાં સંતોષ અને ઉદ્યોગમાં ગોપાળને આ બેટ ઉપર આવ્યાને લગભગ ચાર વર્ષ જેટલો સમય વિતિ ગયો. ચોથે વર્ષે સાથે આવેલી ગાયની વંશ વૃદ્ધિથી ગોપાળ પાસે દૂધ આપતી બે ગાયો એક ત્રણ વર્ષનો વાછરડો તથા એક બે વર્ષની વાછરડી અને વાછરડો તથા એક વર્ષનો એક વાછરડો અને એક વાછરડી તથા એક મોટો સાંઢ હતો તે સઘળાં મળી કુલ અત્યારે તેની પાસે સાત ઉત્તમ પશુઓ હયાત હતાં. એ રીતે ગાયોની સેવામાં આનંદ કરતો ફળ ફુલ દુધ અને અનાજ ઉપર નિર્વાહ ચલાવતો

ગોપાળ હંમેશાં પ્રભુની સ્તુતિ કરતો પોતાનો સમય નિર્ગમન કરતો હતો. તેની પાસેનાં કપડા ફાટી તુટી હાલતમાં ચીંથરે હાલ થઇ ગયાં હતાં. તેની સુવાની પથારી કુમળા ઘાસની બનાવેલી હતી અને તેણે ઓઢવા પાથરવા માટે જંગલમાંથી વલ્કલ્યવસ્ત્ર ઉપજાવી કાઢ્યાં હતાં.

પોતાની પર્ણકુટી ઉપર ઉત્તમ જાતની વેલો ફુલથી સોભી રહી હતી, પર્ણકુટીની આજુબાજુ, તેણે ઉછેરેલા ફળાઉ ઝાડો સૂર્યની ગરમી પોતે ખમી સિતલતા પ્રસરાવતાં હતાં. ગાય સાંઢ અને તેમની પ્રજા વાછરડા તથા વાછરડીઓ ગોપાળ સાથે ઘણુંજ હળી ગયાં હતાં. કોઇ કોઇ વખત ગોપાળ દુર જઇ મધુર ગાન ગાતો ત્યારે ગાયમાતા અને તેનાં સઘળાં સંતાનો દોડતાં જઇ તેની આસપાસ વીંટાઇ વળતાં હતાં ગોપાળના મનને આખું જગત તથા પોતાનું કુટુંબ એ ગાય તથા તેની પ્રજા હતી. ગોકુટુંબ તેના તરફ અધિક ગેલ કરતું હતું. માત્ર તેમને બોલવા માટે વાચા સીવાય મુંઝવણ થતી હતી. એવી રીતે ગાયો સાથે ગોપાળ હળી મળી ગયો હતો.

એક દિવસે મધ્યાન્હ સમયે ગોપાળ દરિયા કિનારે ફરવા ગયો. ફરતાં ફરતાં શ્રમીત થવાથી એક વૃક્ષની છાયા નીચે શિલા ઉપર બેઠો, બોટ ડુબી ત્યારથી તે આજદિન સુધી પોતાની સ્થિતિનું મનમાં અવલોકન કરી ગયો, આ બેટમાંથી મુકત થવા માટે સ્હામે નજર નાખી જોઇ તો દરિયો અને આકાશ સિવાય કાંઇ દષ્ટિ ગોચર થયું નહિ. જેથી આવી પડેલા ભાવિને આધિન થઇ ધિરજ રાખવા તરફ પોતાનુ દીલ રોકયું.

વિવિધ વિચારોમાં લીન થતી તેની દષ્ટિ સ્વાભાવિક રીતે કિનારા સ્હામે નૃત્ય કરતી સમુદ્રની છોળો તરફ વળી એટલામાં તેની નજરે

દરિયાની છોળોમાં પાટીયાને વળગી રહેલી એક સ્ત્રી અથડાતી દીઠી તેણે કિનારા ઉપરના ખડકને વળગી પાટીઉં છોડી દીધું. તેવીજ સમુદ્રની છોળો તેને અંદર લઇ ગઇ અને બચવા માટે તરફડીયાં મારવા લાગી. આ સઘળું એક પળવારમાં ગોપાળે જોઇ લીધું. કે તુરત છલંગ મારી દોડતો જઇ દરિયામાં કુદી પડયો. અને મહા મુશીબતે તે સ્ત્રીને પકડી લીધી ને જેમ તેમ કિનારા તરફ તરવા લાગ્યો દરિયાના અથાક મોજાંઓથી ખડકે વળગવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો. છેલ્લે પ્રભુને દયા આવી હોય તેમ આ પરોપકારી યુવાનને તે સર્વ શકિતમાને મદદ કરવા પ્રેરણા કરી હોય તેમ એક ખડકની બખોલમાં તેનાં એક હાથનાં આંગળાં ભરાયાં. બીજા હાથમાં તે સ્ત્રીને પકડી રાખી હળવે રહી ખડક ઉપર ઠેરવી અર્ધમર્ણાવસ્થામાં તેને કિનારા ઉપર ઉપાડી લાવ્યો ને એક પથ્થર ઉપર સુવાડી તેના પેટમાં ગયેલું પાણી કાઢી નાખવા પ્રયત્ન કર્યો અને તે સફળ થયો. એમ કરતાં એકાદ કલાક પસાર થયો પણ તે સ્ત્રીને કાંઇ પણ સુદ્ધીનાં ચીન્હ જણાયાં નહિ તેથી નિરાશ થઇ તેના હૃદય ઉપર હાથ મૂકી જોયો તો તેને તે જરા ધડકતું માલુમ પડયું. તેના મોઢા ઉપર વીખરાએલા માથાના વાળ બે હાથે દુર કરતાં તેના મોઢા ઉપર ગોપાળની દૃષ્ટિ ગઇ તો તે જોતાંજ થોડે દૂર ખસી ગયો અને બે હાથે પોતાનાં નેત્ર ઢાંકી દિલગીર થયો આંખ્યો મસળીને ઉઘાડી જોઇ મન સાથે બોલ્યો આ ખરૂં હશે કે સ્વપ્ન ? આતો ભૂ દેવી જેવી લાગે છે.

આ વખતે દિવસના ચાર વાગવાનો સમય હતો ને પોતાનું સ્થાન દૂર હતું. તેથી હળવે રહી તેને ખભા ઉપર નાખી પોતાની

પર્ણકુટીનો રસ્તો લીધો અને એકાદ કલાકમાં સ્થાન ઉપર આવ્યો અને તે સ્ત્રીને પોતાની કોમળ ઘાસની પથારીમાં સુવાડી. કપડાં બંનેનાં ભીનાં હતાં માટે વલ્કલ્ય વસ્ત્રો લાવી ઉપરનાં વસ્ત્રો કાઢી નાંખી તે વીટાળ્યાં અને પોતે પોતાનાં કપડાં નીચોવી નાખ્યાં.

દેવતા રાખમાં ઢાંકેલો હતો તે સતેજ કર્યો અને તે સ્ત્રીને થોડો થોડો ગરમાવો આપવા લાગ્યો, તેની ઉંમર ખીલતી યુવાન વયની જણાતી હતી નેત્ર મીચાએલાં હતાં ચન્દ્રને શરમાવે તેવી મુખાવિંદની ખુબ સુરતી ફીકાશ મારી રહી હતી તોપણ તેના ઓષ્ટોએ લાલાશ ગુમાવી દીધી નહોતી.

એમ આશરે ત્રણ ચાર કલાક દેવતાથી ગરમી આપવી ચાલુ રાખી તેથી તેનામાં શ્વાસ લેવાની શકિત વિશેષ આવતી જણાઇ, જ્યારે બરાબર મધ્ય રાત્રિ થઇ ત્યારે તે સ્ત્રીએ આંખ ઉઘાડી આજુબાજુ આંખ્યો ફેરવી જોવા માંડયું તેમ થોડી વાર જોયા પછી પાછી નિંદ્રાને આધીન થઇ.

ગોપાળે તેને સચેતન કરવા માટે ઘણી તરેહથી મહેનત જારૂ રાખી. જ્યારે આંખ ઉઘાડી આજુબાજુ નજર કરી ત્યારથી ગોપાળને ઘણોજ હર્ષ થયો ચાર વર્ષે માણસ જાતનું તે મોઢું જોઇ શકયો હતો અને વળી તેમાંએ તે પોતાની બાલસ્નેહિ બૂ દેવી છે એવું અનુમાન જતું હતું. તેથી તે ઘણોજ હર્ષમાં આવ્યો હતો. તેણે અનુમાન કર્યું કે વખતે ક્ષુધા તથા તૃષાથી પિડિત થઇ મુર્છાવશ થઇ હશે તેથી તે ઉઠયો અને એક મૃતિકા વાસણમાં ગાયનું દુધ દોહી લાવ્યો અને આંગળી વતી તે દુધ જરા જરા તેના મોઢામાં રેડવા લાગ્યો એમ કરતાં આશરે પાશેરેક દુધ તેના પેટમાં પહોંચ્યું.

દુધ પાવાનુ કામ બંધ કરી ગોપાળ તેના ઉપર દૃષ્ટિ રાખી જોઇ રહ્યો. અને તેનું કાંઇ હલન ચલન નહિ જોવાથી મનમાં અફ્સોસ કરવા લાગ્યો. એમ કરતાં રાત્રીના બે વાગ્યાનો સુમાર થયો. સુકાં લાકડાનું અજવાળું પર્ણકુટીમાં પ્રસરી રહ્યું હતું, વચ્ચારે તાપ કરવા બીજાં કાષ્ટ અગ્નિમાં મૂકે જતો હતો. અગ્નિથી ગરમાવો મળ્યો, અને દુધનો પ્રભાવ પેટમાં જામ્યો ત્યારે પાછી ફેર આંખ ઉઘાડી જોવા લાગી તેથી ગોપાળે હર્ષમાં આવી હાથવતી બીજું દુધ તેના મોઢામાં રેડવા માંડયું એમ બે ચાર વખત તેના મોઢામાં દુધ રેડયું થોડીવારે તે બાળા ધીમા સ્વરે બોલી હું કયાં છું ?

ગોપાળ બોલ્યો–તમે સલામત છો પ્રભુકૃપાથી તમે દરિયામાંથી બચ્યાં છો અને એક સંકટમાં સપડાએલાની પર્ણકુટીમાં તમો સુઇ રહ્યાં છો.

હું તમારો ઘણો ઉપકાર માનું છું. મ્હારા પિતા કયાં છે ? તેણે પ્રશ્ન કર્યો.

ગોપાળે વિચાર કર્યો કે આના પિતા પણ સાથે અકસ્માતના ભોગ બન્યા હશે, તેથી તેને યુક્તિ પ્રયુક્તિથી ધીરજ આપવી જોઇએ એમ સમજી બોલ્યો.

તમારા પિતા પણ ઇશ્વર કૃપાએ સલામત હશે તમે બે ફીકર રહો ને હાલ તમો ઘણાં નબળાં પડી ગયાં છો માટે વધુ કાંઇ બોલશો નહિ.

જયારે આવા ધીરજના શબ્દો તેણે સાંભળ્યા ત્યારે તેણે અંતરમાં ઉપકાર માન્યો એમ તેના મોઢાના ભાવ ઉપરથી જણાતું હતું. વળી તેને થોડું દુધ પાયું અને અગ્નિનો સારો ગરમાવો આપ્યો

તેથી તે જરા શાન્તિથી નિંદ્રા લેતી જણાઇ ગોપાળ સહવાર થતાં સુધી તેની પાસે બેસી રહ્યો.

સહવાર થયું પક્ષીઓ કલ્લોલ કરી રહ્યાં છે સૂર્ય પોતાનાં સોનેરી કિરણો વડે પર્ણકુટીમાં જોઇ રહો છે, ગોપાળ તે બાળા સ્હામે આતુર ભાવથી જોઈ રહ્યો હતો. તેને જોઇ તેના મનમાંથી અવનવા ભાવો ઉપરા ઉપરી પસાર થાય છે. તેના ઉપર કોણ જાણે શા કારણથી અનહદ પ્રેમ ઉત્પન્ન થયો છે. તે ન સમજતાં તેને જલદી આરામ થાય તે માટે ખરા અંતઃકરણથી પ્રભુ પ્રાર્થના કરે છે તેટલામાં તેણે આંખ ઉઘાડી અને ગોપાળના સ્હામે જોયું અને વિચારમાં પડી આંખ્યો બંધ કરી પાછી ઉઘાડી ને ધીમા સ્વરે બોલી.

હું સ્વપ્નામાં છું કે શી રીતે તે મને સમજાતું નથી. ગોપાળ બોલ્યો તમો કાંઇપણ કાલ્પનીક વિચારો કર્યા સિવાય તમારી શરીર પ્રકૃત્તિ વિષે મને જરા કહેશો ?

તે બોલી તમારા હાથનો ટેકો આપી મને જરા બેઠી કરો ! ગોપાળે તેને કમરે તથા માથે ટેકો આપી બેઠી કરી, તે બોલી ! ગોપાળ ગોપાળ, તમે આ સ્થળે ક્યાંથી ? મને તમે સમજાવો કે આ સ્વપ્નુ તો નથી ? હું અહિં ક્યાંથી. તમે અહિં ક્યાંથી ? મને અહિં કોણ લાવ્યું ? આસ્થાન કયું છે ? વિગેરે વિગેરે ઉપરા ઉપરી પ્રશ્નો કરવા લાગી.

ગોપાળ બોલ્યો તમારામાં હજુ જોઇએ તેવી શક્તિ આવી નથી માટે હું આશા રાખું છું કે-તબીયત તનદુરસ્ત થતા સુધી શાન્તતા ધારણ કરશો.

ગોપાળ તેની પાછળ ટેકો દેઇ બેશી રહ્યો હતો, તોપણ તેણે

તેજ પ્રમાણે પ્રશ્નોના ઉત્તર આપવા બહુ આગ્રહ કરવા માંડયો તેથી તે બોલ્યો મેં તમને દરિયાના કિનારા ઉપરથી થાકી ગયેલાં જોયાં અને જે વખતે તમે પાછાં ઘસડાઇ ગયાં ત્યારે તમને દરિયામાંથી. બહાર કાઢીને બેભાન અવસ્થામાં આ પર્ણકુટીમાં લાવ્યો, ત્યારે તમે ભૂદેવિ છો એમ કલ્પના થઇ હતી પણ તમે મને મારા નામથી બોલાવ્યો ત્યારે મારી તે કલ્પના સત્ય ઠરી છે. આજ ચાર વર્ષે મનુષ્યજાતિનો ભેટો થયો તેમાં વળી મારાં બાળસ્નેહીને મીઠા શબ્દોમાં બોલતાં સાંભળી મારૂં હતાશ થઇ ગએલું જીવન ફળદાયી નીવડયું છે. એમ કહીને પોતાને ફરવા જવું, કિનારા સ્હામી દ્રષ્ટિ હાથમાંથી ખડકનું છુટી જવાની આફત તેમાંથી બચાવી પર્ણકુટીમાં માવજત વિગેરે સવિસ્તર હકીકત સમજાવી, ત્યારે ભૂદેવિને ખાત્રી થઇ કે આ સ્વપ્ન નથી પણ ખરો બનેલો બનાવ છે.

ભૂદેવિ—તમે મ્હારા માટે તમારી જાતની દરકાર કર્યા સિવાય સમુદ્રમાં ઝોકાવી અનેક તરેહથી મારી સારવાર કરી મારો તમે જે પ્રાણ બચાવ્યો છે. તેનો બદલો હું કેવી રીતે વાળીશ ?

વલ્કલ્ય વસ્ત્રોનો પાછળ ટેકો મૂકી આગળ આવી ગોપાળ બોલ્યો, બદલો ! એ શું બોલ્યાં ? એમાં મેં મારી ફરજ કરતાં શું વધારે કર્યું છે ! સંકટમાં હરેકને મદદ કરવી તે ખરા મરદ તરીકેની એક ફરજ છે આજ ચાર વર્ષ થયાં તમારા સિવાય બીજા કોઇ માનવ-જાતિનું મોઢું જોવાનું હું પામી શકયો નથી તમોને પડેલા દુઃખ માટે હું અંતઃકરણથી દિલસોજી ધરાવું છું; તમને આ બેટ ઉપર ઉગારી પરમેશ્વરે મને દિલાસો દીધો છે.

તમારા એવા ઉમદા વિચારો માટે હું ઉપકાર માનું છું. ભૂદેવિએ જવાબ દીધો.

અમે ચોથા વર્ષમાં જ્યારે ન્યુયોર્કમાં હતાં ત્યારે તમે જે સ્ટીમરમાં જે તારીખે નીકળવાના હતા તે તારીખનો તમારા હસ્તાક્ષરે લખેલો પત્ર મ્હારા પીતાએ મને વાંચવા આપ્યો હતો ત્યારે મેં પણ જેમ બને તેમ આપણા દેશમાં જવા માટે મારા પિતાને કહ્યું હતું પણ અમેરિકામાં તેમને કેટલાક મિત્રોએ આગ્રહ કરવાથી તેઓ વધારે વર્ષ રોકાયા હતા.

એક દિવસે તેઓ બહાર ફરવા ગએલા હતા ત્યાંથી પાછા આવ્યા ત્યારે તેમનું મ્હોં દિલગીરી ભર્યું જણાયું તેનું કારણ પૂછતાં તેમણે પોતાની પાસેથી એક ન્યુસપેપરનો ફકરો વાંચવા મને આપ્યો, તેમાં તમારી આગબોટને થએલો અકસ્માત વર્ણવ્યો હતો તે વખતથી હું જે આંતર વેદનાનું દુઃખ ભોગવતી હતી તેનો આજ છેડો આવ્યો છે. મ્હારા પિતા કહેતા હતા કે ઘણા ઉતારૂઓ બચવા પામ્યા છે તેથી તમે મને કોઇ વખત પણ મળશો એવી આશામાં ને આશામાં મારો કાળ નિર્ગમન કરતી હતી, મારી દિલગીરી દૂર કરવા માટે મારા પિતાએ મને વધુ અભ્યાસ કરવા ત્યાંની સ્કુલમાં દાખલ કરી હતી ત્યાં મેં બી. એ. નો અભ્યાસ પૂર્ણ કર્યો હતો. તમારી તથા વિદ્યાવિનોદભાઇની તપાસ અર્થે મ્હારા પિતાએ પેપરોમાં છુટથી જાહેર ખબરો જુદા જુદા દેશમાં મોકલાવી હતી. તમારા માતાપિતાના દિલગીરી ભર્યા પત્રો મુંબાઇથી મ્હારા પિતા ઉપર આવતા હતા, મારા પિતા તેમને દિલાસાભર્યા જવાબ વાળતા હતા તમારા પિતા લખતા હતા કે તમારી માતા હમેશાં ઘણું કલ્પાંત કરે છે વિગેરે દિલગીરીભર્યા પત્રો લખતા હતા મારા પીતાએ તમારી તપાસ જારી રાખી છે તેવું લખી ધીરજ આપતા હતા,

તેમણે જુદા જુદા દેશોમાં ઘણી ઘણી તપાસ કરાવી અને તમારી બોટમાંથી બચેલા ઉતારૂઓનું લીષ્ટ જોયું ત્યારે તેઓ હતાશ થયા હતા, છેવટે ચાર વર્ષ સુધી રાહ જોયા પછી તેમણે દેશમાં જવાનો વિચાર કર્યો હતો.

એક દિવસ મ્હારા પિતા કાંઇ કારણુસર મને ચીકાગોમાં મૂકી પરગામ ગએલા તે વખતે મારા પિતાના મીત્રનો છોકરો મારી પાસે આવ્યો, તેની એક બેન હતી તે અને હું ભેગાં અભ્યાસ કરતાં હતાં, તથા તેમનો બાપ મ્હારા પિતા પાસે વારંવાર આવતા હતા. અમે પણુ તેમને ઘેર ઘણી વખત જતાં હતાં જેથી તેને પણુ હું મારા ભાઇ પેરે ચ્હાતી હતી તેના બાપનુ નામ હેપી સાહેબ હતું અને તેઓ વેજીટેરીયન સોસાઇટીના મેમ્બર હતા. તેઓનું વતન લંડનની પાસેના એક ગામડામાં હતું. તેઓ પોતાની સોસાઇટી તરફથી ઉપદેશક તરીકે—ન્યુયોર્ક આવ્યા હતા તેઓ એક ખરા ઇંગ્રેજ હતા. તેમના આખા ઘરમાં માંસાહારી કોઇજ નહોતું વળી તેઓ એક સારા વકીલ હતા, મ્હારા પિતાએ પોતાની મુંબાઇમાં રહેલી સઘળી મિલ્કતની વ્યવસ્થા કરવા માટે અને તે મ્હારા નામપર કરી નાખવા માટે વાતચીત કરતા હતા તે વખતે તેઓનો દીકરો રોબર્ટસ ત્યાં હાજર હતો અને તેણેજ મને આ આફતમાં લાવી મૂકી હતી.

મારા પિતાની ગેરહાજરીમાં આવી મારી સાથે તે સાધારણુ વાતચિતમાં રોકાયો, બાદ જ્યારે આવવાનું મેં તેને કારણુ પુછ્યું ત્યારે તેણે કહ્યું કે તમારા પિતાનો એક તાર આવેલો છે, ત્યાં મ્હોટો મેળાવડો છે તેથી તમોને ત્યાં આવવા આમાં જણાવ્યું છે, એમ કહી મારા હાથમાં આવેલા તારનુ ફોરમ મૂક્યું. મેં તે વાંચ્યો

અને જવા માટે રસ્તાની અણુમાહીતગારી બતાવી તે વખતે તમો મને બહુ યાદ આવ્યા હતા. મુંબાઇમાં મારા પિતા સાથે આપણે ઘણા મેળાવડામાં સાથે જતાં ત્યારે જે આનંદ થતો તે મને સાંભરી આવ્યો ત્યારે મ્હારી આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં, મ્હારા રહામે જોઇ રોબર્ટસ બોલ્યો તેમાં દિલગીર થવાની જરૂર નથી ચાલો હું તમારી સાથે આવીશ અને તમને કશી અડચણુ પડવા દેઇશ નહિ મને દિલગીર થવાનું કારણુ તો બીજું હતું, પણુ તે કારણુ મેં છુપું રાખી તેનો ઉપકાર માન્યો અને મ્હારા પીતા પાસે જવા માટે મારો જોઇતો અસબાબ લેઇ તૈયાર થઈ રેલ્વેમાં બેશી બંદર ઉપર આવ્યાં અને રોબર્ટસ પાસ લેઇ આવ્યો કે જે પાસીજ તેણે પોતાની પાસે રાખ્યા હતા અને અમે બંન્ને બોટમાં બેઠયાં. બોટનો તેણે બાર કલાકનો રસ્તો બતાવ્યો હતો છતાં ચોવીસ કલાક થયા તોપણુ બંદર જણાયું નહિ, ત્યારે મેં તેને પ્રશ્ન કર્યો કે ભાઇ હજુ બંદર કેમ આવ્યું નહિ, ત્યારે તે હસ્યો અને બોલ્યો બે અદબી માટે મને માફ કરજો, તમારા પિતાએ તેમની સઘળી મીલકત તમારા નામપર ચઢાવી દીધી છે, અને તે વીલનો કાગળ મ્હારા પિતાની પેટીમાં હતો તે હું છાને માને લેઇ આવ્યો છું તે લ્યો આ વાંચો એમ કહી મને તે વીલનો કાગળ આપ્યો.

હું તો કાગળ હાથમાં લેઇ મહાન વિચારમાં પડી ગઇ અને મેં તેને પૂછ્યું કે તમારે આ વીલ ચોરવાની શી જરૂર હતી?

ત્યારે તે બોલ્યો જુઓ તેમાં લગભગ બે કરોડ રૂપિયાની મીલકત તમારા નામે ચઢાવી છે અને તે તમારા તથા મારા ઉપયોગનો હોવાથી મેં તે યુક્તિથી લેઇ લીધું છે.

એટલું બોલતાં ગભરાટથી ભૂદેવિને ચક્કર આવ્યાં અને ધબદેછ માથું નાખી દીધું ગોપાલે તેને જેમ તેમ ઘાસની પથારી ઉપર સુવાડીને તેની સારવાર કરવા માંડ્યો.

## પરિચ્છેદ ૫ મો.

### ફેસામણી.

વિવેકચન્દ્ર તથા હૅપીસાહેબ પરગામથી ત્રીજે દિવસે પાછા પોતાના સ્થાનકે આવ્યા અને બેઉજણા પહેલાં વિવેકચન્દ્રના મુકામ ઉપર આવ્યા ત્યાં પોતાનો રૂમ બંધ જોયો જેથી તેમણે ધાર્યું કે ભૂદેવિ વખતે હૅપીસાહેબને ત્યાં ગઇ હશે તેથી તેઓ બન્ને હૅપી-સાહેબને ત્યાં ગયા અને ત્યાં તેમની દીકરી મૅરી બેઠી બેઠી એકલી પીયાનો વગાડતી હતી તે બેઉને જોઇને ઉભી થઇ ને આદરમાન આપ્યું.

વિવેકચન્દ્રે પુછ્યું વ્હાલીબહેન મેરી; ભૂદેવિ તમારી સાથે કેમ જણાતી નથી ?

મેરી બોલી આજ ચાર દિવસ થયાં તે મારે ત્યાં પણ આવી નથી તેમ કૉલેજમાં પણ આવતી નહોતી તેથી હું તો ધારતી હતી કે તમારી સાથે તે આવી હશે ?

મને પણ તમે સાથે ના લઇ ગયા તેથી હું ઘણી દિલગીર હતી, મેરીની વાત સાંભળતાં વિવેકચન્દ્ર ચમક્યો અને સ્પષ્ટતાથી જણાવ્યું કે તેને તો હું અહિંજ મૂકીને ગયો હતો હું ધારતો હતો કે તમારા લીધે તેને અહિં ગમશે, તેને અમારા મુકામ ઉપર નહિ જોવાથી હું તમને તેને વિષે પૂછું છું.

હૅપી સાહેબ બોલ્યા કે ચાલો તમારી જોડેના રૂમવાળાઓને પુછીએ કે તે કયાંઇ ફરવા ગયાં છે?

વિવેકચન્દ્ર અને હેપી સાહેબ તથા મેરી ત્રણે જણાં તેમના મૂકામ ઉપર આવ્યાં અને પાડોશીઓને પૂછતાં તેમણે જણાવ્યું કે બે દિવસથી તેઓ કયાંઇ ગએલાં છે.

તેથી વિવેકચન્દ્રે રૂમના બારણાની કળ તોડાવી અને અંદર જોયું તો સર્વ સામાન જેમનો તેમ પડી રહ્યો હતો, માત્ર ભૂદેવીનાં કપડાંની પેટી તેમાં નહોતી આવી ગુંચવણ ભરેલી બીના જોઇ તેઓ આરામચેર ઉપર ફસડાઈ પડયા.

હૅપી સાહેબ આમતેમ જોવા લાગ્યા તો એક તાર વિવેક-ચન્દ્રના નામનો ભૂદેવીને તેડવાનો પોતાના હાથમાં આવ્યો, જે લઇ વિવેકચન્દ્ર પાસે આવ્યા અને તેમના હાથમાં મૂકયો તે તેમણે વાંચ્યો અને ઘણા ગમગીન અવાજે તેમના તરફ ફરી બોલ્યા! મને આ ગુંચવણની સમજણ પડતી નથી.

હૅપી સાહેબ બોલ્યા આમાં જરૂર કાંઇ ભેદ છે માટે આ સઘળી હકીકત પોલીસને જાહેર કરવી જોઇએ મારે પોલીસ ખાતામાં સારી લાગ વગ છે માટે તેમને સઘળી હકીકત સમજાવી અહિં બોલાવી લાવું છું તમે દિલગીર થશો નહિ.

એમ કહી મેરી તરફ ફર્યા અને બોલ્યા, વહાલી દીકરી મેરી હું આવું ત્યાં સુધી તું તેમની પાસે બેશજે અને તેમને દિલગીર થવા દેઈશ નહિ. એમ કહી હૅપી સાહેબ ચાલતા થયા.

તેમને ગયાને ભાગ્યેજ વીસ મીનિટ થઇ હશે એટલામાં પોલીસ

ખાતાના જેવા દેખાવના ચાર માણસો વિવેકચન્દ્રની સ્હામે આવી ઉભા અને તેમાંના એકે આગળ આવી પૂછ્યું વિવેકચન્દ્ર આપનું નામ ?

તેમણે કહ્યું, હા.

તે બોલ્યો અહિંથી થોડે દૂરના એક બંદર ઉપર ભૂદેવી નામની એક છોડી તથા એક ઉઠાગીર અમેરિકન યુવાન પોલીસ તપાસમાં સપડાયાં છે. છોકરીની જુબાની લેતાં તે જણાવે છે કે મારા પિતાનાં નામનો તાર બતાવી તેઓ તેડાવે છે એમ જણાવી મને ફોસલાવી લાવ્યો છે. તે યુવાન તે વાતનો ઇન્કાર કરે છે. માટે ત્યાં તમારી સાક્ષીની જરૂર છે.

વિવેકચન્દ્ર ઉઠયો કપડાં પહેર્યાં અને બહાર નીકળ્યો મેરીએ પણ સાથે આવવાની રજા માગી જેથી તેને આવેલા માણસોની સાથે આનાકાની વચ્ચે જોડે લીધી.

તેઓ સઘળાં તાબડતોબ બંદર ઉપર આવ્યાં અને એક જ્યોલી બોટમાં બેઠયાં તેને હંકારવા આવેલા માણસોએ સંજ્ઞા કરી કે સડસડાટ કરતી તે બોટ ચાલી દરિયાનું પાણી કાપવા લાગી એમ તેમની દરિયામાં બે દિવસ સુધી મુસાફરી ચાલૂ રહી તો પણ તેમણે બતાવેલું સ્થાન આવ્યું નહિ ત્યારે અધિરા બની વિવેકચન્દ્રે તે માણસોને પૂછ્યું કે હજૂ આપણે કેટલે દૂર જવાનું છે ? તે સાંભળી બધા ખડખડ હશી પડયા અને કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

ત્યારે મેરીએ ઘણા આગ્રહપૂર્વક તે માણસોને ધમકાવી પૂછ્યું તેમાંનો એક બોલ્યો, તમે બન્ને જણાં અમારાં કેદી છો; આ સાંભળતાં જેમ વજ્રપાત થયો હોય તેમ વિવેકચન્દ્રને થયું અને તેમ કરવાનું કારણ તેઓને પૂછ્યું.

તેમણે જણાવ્યું કે તમારી બે કરોડ રૂપિયાની મીલ્કતનું વીલ જે તમે તમારી દિકરીના નામનું કર્યું છે તે તથા તમારી દિકરી અમારા કબ્જામાં સપડાયાં છે માટે જો તમે–અમે કહીએ તેની સાથે લગ્ન કરવાની તમારી દિકરીને ફરજ પાડો તોજ તમારો છુટકારો થશે.

વિવેકચન્દ્ર બોલ્યો તે હવે ઉમ્મરલાયક થઇ છે તેને કોની સાથે લગ્નથી જોડાવું તે તેની મરજી ઉપર છે. તેના ઉપર હું ફરજ પાડી શકું નહિ. તમે ગમે તેટલું સંકટ અમારા ઉપર નાખશો તો પણ અમે તમારા કહેવા પ્રમાણે વર્તિશું નહિ. મહેરબાની કરી જણાવો કે તમે લુઇવીને ક્યાં રાખી છે? અને આમ કરવામાં તમારો શું હેતુ છે?

તેમાંના કોઇએ કાંઇ જવાબ આપ્યો નહિ અને માંહોમાંહે ગુપચુપ વાતો કરતા એક રૂમમાં સઘળા માણસો પેઠયા અને અંદરથી રૂમ બંધ કરી કે તુરતજ મેરી ઉભી થઇ ને બહારથી તે રૂમનું બારણું જરાપણ ખડખડાટ ના થાય તેવી સંભાળથી મજબુત બંધ કર્યું અને વિવેકચન્દ્ર તરફ ફરીને બોલી આપણે બદમાસોના હાથમાં સપડાયાં છીએ માટે બોટનું સુકાન મને પકડવા દયો કે જેથી આપણે આપણા બચાવ માટે બનતું કરીએ. એ હરામખોરોને જે રૂમમાં આપણે કેદ કર્યા છે તેના બારણા આગળ જેટલો સામાન હાથમાં આવે તેટલો તમે તાકીદે ગોઠવી દયો, કે જેથી બારણું ઉઘાડતાં તેમને અડચણ પડે, એમ કહી તાકીદે સુકાન હાથમાં લીધું નસીબ યારી આપે તેમ પરમેશ્વરની દયા ઉપર ફેરવ્યું વિવેકચન્દ્ર પણ માંહેનાં ટેબલો ખોરાકના કોથળા વિગેરે ભારી સામાન બારણા આગળ

ગોઠવી દીધો, થોડીવારે તે લોકો માંહે ધમાધમ કરતા માલુમ પડયા પણ બારણું ઉઘાડવાની તેમની સઘળી કોશીશો તુરત તો વ્યર્થ ગઇ.

એમ કરતાં આશરે ત્રણચાર કલાક વિતી ગયા ત્યારે મેરીની નજરે એક ઘણે દૂર બેટ માલૂમ પડયો તે તરફ સુકાન મરડયું. અને વિવેકચન્દ્રને હાક મારી બહાર બોલાવ્યા અને કહ્યું આપણને આ આફતમાંથી બચવાનો માર્ગ જણાવા લાગ્યો છે જુઓ. સ્હામે એક બેટ દ્રષ્ટિ ગોચર થાય છે આ બોટને ચાલતી બંધ કરવા માટે આપણે અશક્ત છીએ માટે બેટની લગભગ જેવાં આપણે પહોંચીએકે તુરત હું સુકાન બીજી દિશામાં ફેરવી નાખીશ અને તે વખતે તુરત આપણે દરિયામાં કૂદી પડી ભાવી ઉપર આધાર રાખી તરતાં તરતાં બેટ ઉપર જવા પ્રયત્ન કરીશું. માટે તૈયાર થઇ ઉભા રહો અને આ બદમાસોને તેમના કૃત્યનાં ફળ ભોગવવા બંધ બારણે તેમના નસિબને આધિન થવા દયો.

આટલી વાતચીત કરતામાં તેઓ બેટની લગભગ આવી પહોંચ્યાં. અને સુકાન જેવું ફેરવી નાંખ્યું કે તુરત બન્ને જણાં દરિયામાં કુદી પડયાં અને પેલા બદમાસોને તેમના નસીબના આધિન થવા જતા મૂક્યા.

દરિયાની મોટી છોળોમાં ઉછાળા મારતાં તેઓ બન્ને બેટ તરફ જવા માટે તરતાં તરતાં જવા લાગ્યાં, આગળ મેરી ને પાછળ વિવેકચંન્દ્ર એમ બન્ને જણાં લગભગ કિનારા નજદીક પહોંચવા આવ્યાં, મેરી થાકી ગએલી જણાતી હતી વિવેકચન્દ્ર તેને ધીરજ આપતો હતો તો પણ જ્યારે તેણે લાચારી બતાવી ત્યારે તેને પોતાનો ખભો પકડી રાખવા સમજાવી. અને તે પ્રમાણે તેમને ખભે વળગી બન્ને જણાં બેટ તરફ જવા લાગ્યાં.

ખભો પકડી રહેવાની પણ તેણીમાં શક્તિ ના રહી. ત્યારે લાચારી બતાવી કહેવા લાગી કે મને તમે છોડી દ્યો અને તમે એકલા બોટને કિનારે સલામત પહોંચી જાઓ હું હવે થાકી છું. બોટમાંથી કુદી પડતાં મને પગે ઘણું વાગ્યું છે તેથી હું પગ હલાવી શકતી નથી, તમે પણ થાકેલા જણાઓ છો માટે મને બચાવવા જતાં આપણે બેઉ જણાં ડુબી મરીશું.

વિવેકચન્દ્ર ઉમ્મરે પહોંચેલો પણ શરીરે શશકત અને બહાદુર હતો. પોતાના મિત્રની દીકરી પોતાના બચાવ માટે આટલી બહાદૂરી કરી જેણે દરિયામાં ઝોકાવ્યું છે, જે દુઃખમાં પોતાને મદદ કરવા કટિબદ્ધ થઇ છે તેને તેમ કદી પણ છોડી નહિ દેવાનો ઠરાવ કરી તેને પોતાના બગલમાં સજ્જડ પકડી રાખી, અને પૂરતા બળથી પાણી કાપતો બોટ તરફ આગળ વધવા લાગ્યો. એમ કરતાં કિનારો ચાલીશેક ફુટના આશરે રહ્યો ત્યારે તે તદ્દન થાકી ગયો. મેરી તો ક્યારનીએ બેભાન અવસ્થા ભોગવતી હતી. તેથી તેમણે પણ બેઉને બચવાની આશા મૂકી અને પોતાને કિનારે પહોંચવા પ્રભુપાસે બળની મદદ માગવા લાગ્યા.

સામા કિનારા ઉપર એક મનુષ્ય ઉભો છે તેને મોટી દાઢી વધેલી છે તેનાં કપડાં હાલહવાલ સ્થિતિમાં આવી ગએલાં છે તેની દૃષ્ટિએ આ બન્ને જણીનો આફતનો દેખાવ પડયો, કે તુરત તે દરિયામાં કુદી પડયો અને જાણે આખર સમયે પરમાત્માએ મદદ મોકલી હોય તેમ વિવેકચન્દ્રની પાસે જઇ તેને હાથનો ટેકો આપતો બોલ્યો. તમારા બગલમાંથી આ બાઇને મારા હાથમાં આપો. અને તમો મારો ખભો પકડી કિનારા તરફ તરતા ચાલો. તેણે તેમ કર્યું.

અને મહામુસાફરે ત્રણે જણાં કિનારા ઉપર આવ્યાં પેલા યુવાને મેરીને બગલમાં પકડી રાખી તેમનો હાથ પકડી બહાર આવ્યો. તે વખતે સાંજના પાંચ વાગ્યાનો સુમાર થયો હતો.

કિનારાથી થોડે દૂર હળવે રહી મેરીને સુવાડી, અને તેને તપાસી તો બરોબર શ્વાસ લેતી જણાતી હતી તેના પગમાં વાગેલું હતું, તેથી તેમાંથી લોહી વહેતું હતું, તે જોઇ તે યુવાને પોતાના ફાટેલા કોટના ગજવામાંથી જીર્ણ થઇ ગએલો એક ટુવાલ ખેંચી કાઢી તેના પગે વાગ્યું હતું તે ઉપર સાચવીને બાંધ્યો થોડી વારે તેણી સાવચેત થઇ અને પોતાને કિનારા ઉપર સલામત જોઇ વિવેકચન્દ્રનો હાથ લઇ આંખે દાબી ઉપકાર માનવા લાગી. તેમણે કહ્યું આ સઘળું દુઃખ તમે મારા માટે ખમ્યું છે. આપણા બચાવનો સઘળો આધાર આ યૂવાન ઉપર હતો તેણેજ આપણને છેલ્લી ઘડીએ મદદ કરી કિનારા ઉપર પહોંચાડયા છે.

એમ કહી તેમણે તે યુવાન સામે જોયું. જેવું ઉચું જોયું કે તુરત તે યુવાન દોડતો વિવેકચન્દ્રને વ્હાલથી ભેટી પડયો. અને બોલ્યો મારા વ્હાલા કાકા તમારા આભાર નીચે દબાયલા તમારા આ પુત્રને ઘણા વર્ષોના એકાન્ત પછી ગોદમાં લ્યો !

તેને તેમણે ઓળખ્યો તે વિદ્યા વિનોદ હતો તેને જોઇ તે ઘણા રાજી થયા અને વહાલથી તેના માથા ઉપર હાથ ફેરવી બોલ્યા બેટા તમારી બોટ ડુબવાના સમાચાર સાંભળ્યા ત્યારથી તમારા માટે હું ગણો દુઃખી હતો. તમારી હયાતીની ખબર મેળવવા મેં ઘણી ઘણી તજવીજો કરી હતી. તેનો છેવટે દુઃખમાં પણ અંત આવ્યો છે. ભાઇ ગોપાળ કયાં છે ? તેમણે પ્રશ્ન કર્યો.

આ બન્ને જણાને હર્ષમાં આવેલા જોઇ મેરીએ પોતાનું દુ:ખ વિસારી જેમ તેમ બેઠી થંઇ ને બંન્ને જણાની વાતો આશ્ચર્યથી સાંભળવા લાગી.

તે બોલ્યો અમારી બોટ ડુબી તે વખતે અંધારૂં હતું હું અને ગોપાળ બન્ને સાથેજ દરિયામાં સપડાયા હતા. મને યાદ આવે છે કે તે ગાયના પૂછડાને વળગી દરિયામાં ધસડાતો જતો હતો, પરમેશ્વરે તેને સલામત સ્થાન ઉપર મૂક્યો હોય એમ બોલી ઘણા દિવસના ભરાયેલા હૃદયને ખાલી કરવા અશ્રુપાત કરવા લાગ્યો.

તેમણે તેને ધીરજ આપી અને અરસ પરસ પોતાને વીતેલી સઘળી હકીકત કહી બતાવી રાત્રી પડવાની તૈયારી હતી તેથી તેઓ બન્ને જણા બે બાજુથી મેરીને ટેકો આપી વિદ્યાવિનોદે બતાવેલા આશ્રમ તરફ ચાલતાં થયા. ત્યાંથી અડધો માઇલ દુર એક ટેકરી ઉપર તેણે પોતાના નિવાસ માટે એક ઝુપડી બાંધી હતી ત્યાં સઘળાં પહોંચ્યાં. અને ઝાડનાં પાતરાં તથા ઘાસની બનાવેલી પથારી ઉપર મેરીને સુવાડી ફળફુલ જે હાજર હતાં તે ખાવા માટે આગળ લાવી મૂક્યાં તેમાંથી ત્રણે જણાએ યથારૂચિ ખાધાં અને ત્યાર બાદ વૃક્ષનાં પાંદડાના બનાવેલા પાત્ર વડે જોડેના ઝરામાંથી પાણી લાવી તેમને પાયું. તે સમયે રાત્રી થઇ હતી. વિદ્યાવિનોદે પોતાનાં ફાટાં તુટાં કપડાં જે પર્ણકુટીમાં હતાં તે તેમને બન્નેને પહેરવા આપ્યાં અને તેમનાં કપડાં સુકવ્યાં તે સુકાયાથી લાવી આપી બંન્ને જણાને પહેરાવ્યાં અને દુ:ખસુખની વાતો કરતાં બેઠાં. ભૂદેવિને ક્યા દુષ્ટોએ સપડાવી હશે તથા તેની શું સ્થિતિ હશે ? તે વિષે વિમાસણ કરતાં વિવેકચન્દ્ર કચવાઇ ગયા. તેથી બેઉ જણાંએ તેમને દિલાસો આપ્યો

અને જણાવ્યું કે આપણે પણ હવે ભાવિ ઉપર આધાર રાખ્યા સિવાય એકે ઇલાજ નથી.

વિવેકચન્દ્રે પૂછયું કે તમોને આ બેટ ઉપર આવ્યાને ચાર વર્ષ જેટલો સમય પસાર થયો છે તો તેટલા સમયથી તમે કેવી રીતે દિવસ ગુજારો છો.

તે બોલ્યો કુદરતે પકવેલા ફળફુલ તથા કાચા સુકા અનાજ અને આ જોડેના મીઠા પાણીના ઝરા વડે મારો નિર્વાહ ચલાવી રહ્યો છું. અહિં આજુબાજુ થોડે દૂર સુધી મેં ફરીને તપાસ કરી હતી પણ માણસ જાતનું મોઢું મેં તમારા સિવાય કદી બીજાનું જોયું નહોતું. ઘણી વખત મને ગોપાળ સાંભરી આવતો અને મારાં માતા પિતા પણ સાંભરતા ત્યારે મને ઘણું દુઃખ થતું હતું. અને તમે જે મારા ઉપર ઉપકાર કર્યો છે તેનો અહેશાન માનવાનો પણ સમય મને ના મળી શકયો, તે સાંભરી આવતું ત્યારે મને ઘણું દુઃખ થયા કરતુ પણ ભાવિના આધિન થયા સિવાય જ્યારે છુટકો નહતો ત્યારે જેમ તેમ કરી હું મારો સમય પસાર કરતો હતો.

આ બેટ ઉજાજડ અને જંગલોથી ભરપુર જણાય છે, માણુસની વસ્તિવિનાનો જણાય છે જેથી કોઇને પણ અહિં આવવાનો સંભવ જણાતો નથી. તેથી જ્યાં સુધી પરમેશ્વર આપણને મદદ મોકલશે નહિ ત્યાં સુધી આપણે નસીબને આધીન થઇ સમય વ્યતિત કરવો પડશે!

એમ બોલી મેરી તરફ ફરીને તે બોલ્યો તમે તમારી બેનપણું ભૂદેવીને મદદ કરવા જે જે સંકટો વેઠયાં છે તે માટે તમને મ્હારા અંતઃકરણથી ધન્યવાદ આપુ છું. તથા તમારી બહાદુરી માટે હું

અગરૂર છું. તમારૂં બહાદુરી ભર્યુ વર્તન મારા કાકાશ્રીના કહેવાથી સાંભળ્યું છે ને ત્યારનો હું અચરત થયો છું.

તેણીએ પોતાનો હાથ લાંબો કર્યા તેના ઉપર વિદ્યાવિનોદે, ચુંબન કર્યું અને જણાવ્યું કે જ્યાં સુધી પરમેશ્વર આપણને સહાય કરશે ત્યાં સુધી હું તમારી સારવાર કરવાને તથા તમને હરેક રીતે સુખી રાખવા પ્રયત્ન કરીશ.

તેના જવાબમાં મેરીએ વિદ્યાવિનોદનો હાથ પકડી પોતાની આંખો સાથે દબાવ્યો.

---

## પરિચ્છેદ ૬ ઠો.

---

### વિતક વાર્તા.

જેણે ઘરની બહાર પગ મૂક્યો નથી, દુઃખકોને કહેવાય તેનો અનુભવ જેને મળ્યો નથી. દુઃખ અને ભૂખથી જે પિડીત થઇ ગઇ છે તે ભૂદેવિ ગોપાળની સાથે પોતાની કર્મકથાની વાર્તાલાપ કરતાં મુર્છાવશ થઇ ગઇ હતી.

તેની ઉત્તમ રીતે ઘણીવાર માવજત કર્યા પછી તેણી સચેતન થઇ, ગોપાળે પાછું ગાયનું તાજું દૂધ તેને પાયું અને એક બાજુથી આસ્તે રહી તેને પોતાની ગોદમાં લેઇ બેઠી કરી, ને થોડું થોડું દૂધ પાવાનું શરૂ રાખ્યું. થોડું દૂધ પીધા પછી તેણે વલ્કલ્ય વસ્ત્રમાં ઘાસથી બનાવેલા તકીયાને અઢેલીને બેસાડી વખત થઇ ગયો હતો તેથી ગાયો તથા વાછરડાંને ચરવા જવા માટે છુટાં કર્યાં

અને બાજુ ઉપરથી નિરોગી અને સ્વાદીષ્ટ ફળો લાવ્યો તેમાંથી પણ થોડાં ભૂદેવિને ખવરાવ્યાં એમ સારવાર કરતાં સાંજ પડવા આવી.

તેને જ્યારે શક્તિ આવી ત્યારે તેણે પોતાની અધુરી રહેલા કર્મકથાનો પ્રારંભ કર્યો.

મેં તે રોબર્ટસને પૂછ્યું કે જ્યારે મ્હારા નામ ઉપર તે વીલ કરેલું છે, ત્યારે તમને તેમાં શું લાભ થવાનો છે? કે તમે તે ચોરી લાવ્યા.

તે બોલ્યો હું તમને ચાહું છું. જો કે હિંદુ સ્ત્રી સાથે લગ્ન કરવું તે, મને હલકટ લગાડનારૂં છે તોપણ તમારા જેવી બે કરોડ રૂપિયાની માલકી ધરાવનાર સ્ત્રી મળવાથી મને મ્હારા મિત્રોમાં મ્હોટું માન મળવા સંભવ છે.

મ્હેં કહ્યું તમને ખબર નથી કે આવું ઉદ્ધત કામ તમે જે કર્યું છે તે માટે મ્હારા પિતા તમને સખ્તમાં સખ્ત નશીયતે પહોંચાડશે?

તે ઠંડે પેટે બોલ્યો તે માટે ચિંતા કરવાની જરૂર નથી. તેમને સલામત જગોએ કયારનાએ કેદ કરવામાં આવ્યા હશે.

હું ધિક્કારથી ક્રોધિત થઇ બોલી, ચંડાળ તારા આવા કૃત્યને હું ધિક્કારૂં છું. તું કોઇ દિવસ મ્હારો પ્રેમ મેળવી શકીશ નહિ.

તે તુમાખીથી બોલ્યો, જો તું મારી સાથે લગ્ન કરવાનું નાકબુલ કરશે તો તુરતજ તારા પિતાને મારી નાખવામાં આવશે. તારા પિતાની જીંદગી બચાવવી કે ના બચાવવી તે તારા નિશ્ચય ઉપરથી નક્કી થશે.

તેનું આવું બોલવું સાંભળી હું ગભરાઇ ગઇ અને આજીજી કરતી તેના પગમાં પડી અને બોલી, તમે મને મારી નાખો પણ

મ્હારા પિતાને તમે જ્યાં કેદ કર્યા હોય ત્યાંથી છોડી મૂકો. તમે મારા માટે મારા પિતા તરફ શા માટે સખ્તાઈ વાપરો છો ? હું તમને કદાપી પણ ચહાવાની નથી માટે જે શિક્ષા કરવી હોય તે મને પોતાનેજ કરો.

તે બોલ્યો તેમ કદી બની શકશે નહિ. તે વખતે મને અતિશય ક્રોધ થયો અને તેથી મેં તેને થથરાવી નાખે તેવા મક્કમ અવાજથી કહ્યું કે–આ સઘળી બીના આ બોટના કેપ્ટનને જણાવી દઈશ ને તને કેદ કરાવીશ.

ઉપર પ્રમાણેની મારી ધમકી સાંભળી તે તો ખડખડાટ હશી પડયો અને બોલ્યો તમે પણ અમારાં કેદી છો; આ બોટ તથા તેમાંના સઘળાં માણુસો મારાં ભાડૂતી છે, તમે ઉપર બેલાશક જાઓ તમારી મરજી પડે તે માણુસને તમારી ફરીયાદ જણાવો અને જુઓ કે તે સઘળાં તમારી વાત સાંભળીને કેવાંક હસે છે ?

આ સાંભળી મારી સ્થીતિ કેવી ભયંકર છે, તેનો મને ખ્યાલ આવ્યો અને તેથી હું એક ખુરશી ઉપર ફસડાઇ પડી.

મને ગભરાએલી જોઇ તે મ્હારી રૂમ છોડી ચાલ્યો ગયો તેથી મેં એક તુરતને માટે છુટકારાનો દમ ખેંચ્યો, મેં વિચાર કર્યો કે હવે મારે સમુદ્રમાં ઝંપાપાત કર્યા સિવાય એકે ઇલાજ નથી. જો મને કાંઇ પ્રભુની મદદ મળશે તો બચીશ નહિ તો સમુદ્રમાં મારા નશીબને આધીન થઇશ એમ વિચાર કરી હું ઉઠી અને બોટના નીચેના ભાગમાં દરીયામાં કુદી પડવાની બારી તપાસવા નીકળી. કારણુ કે જો તુતક ઉપર જાઉં તો ઉપરના માણુસો મને પડતી જોઇ પાછી પકડી પાડે કારણુ કે આ બાબતનો તેણે બરોબર વિચાર કરી બંદોબસ્ત કરેલો હશે.

હું નીચેના ભાગમાં ગઇ તો ત્યાં જરા પણ ઉજેરડું પડતું નહોતું; તદ્દન અંધારૂં હતું માત્ર માંહે ઘાસ આમ તેમ વેરાએલું પડયું હતું અને તેમાંથી આવતી વાસ ઉપરથી સમજાતું હતું કે ઢોરોને રાખવાની આ જગો હશે. જ્યારે મેં મારી જેવું કાંઇ પણ જોયું નહિ ત્યારે હું નિરાશ થઇ અને પાછી ઉપર આવી મારા રૂમમાં ભરાઇ ને હું મહાન વિચારમાં પડી.

અમારી બોટ તો ભર દરિએ ચાલુજ હતી, તે દુષ્ટ મારી પાસે જે વખતે વાત કરવા આવ્યો તે વખતે તેણે ચિરૂટ સળગાવી હતી અને તે સળગાવ્યા બાદ દીવાસળીની પેટી ત્યાં ભૂલથી મૂકી ગયો હતો તે મારી નજરે પડી, કે મને વિચાર સ્ફુર્યો ને મેં તે ઝડપથી ઉપાડી લીધી. આ વખતે આજથી ત્રીજા દિવસની રાતના અગીઆર વાગ્યાનો સુમાર થયો હતો. હું તે દીવાસળીની પેટી લેઇ તુરતજ નીચે ગઇ અને માંહે પડેલું ઘાસ સળગાવી બારણું બંધ કરી પાછી મારા રૂમમાં ઉપર આવી બેઠી. આગ એકદમ સળગી ઉઠી. બોટમાંનાં સઘળાં માણસોને આગ લાગવાની ખબર પડી તેથી તેઓ તે ઓલવવા દોડાદોડી કરી રહ્યા. પણ જ્યારે તેમણે પુરજોસમાં આગના ભડકા જોયા ત્યારે સર્વે પોતપોતાના બચાવમાં પડયા. સઘળાંઓને પોતાની જાત સાંભળવાનો સમય એકદમ આવી લાગ્યો એ અરસાનો લાભ લેઇ હું ઉપર ગઇ અને એક મોટું છુટું પડેલું લાકડાનું પાટીયું લેઈ દરિયામાં કૂદી પડી. અમેરિકામાં હું બરોબર તરતાં શીખી હતી તેથી મારાથી બની શકતા બળથી સળગતી બોટથી દૂર અને દૂર ગઇ. જ્યારે હું એકાદ માઇલ સુધી પહોંચી હોઇશ ત્યારે મને છેટેથી તે બોટ એક સળગતા બેટ જેવી જણાઇ !

હું તો જેમ બને તેમ પાટીયું પકડી રાખી જલદી પાણી કાપવા લાગી. લગભગ ત્રીસ કલાકના આશરે દરિયામાં અથડાયા પછી આ બેટ મ્હારી નજરે પડયો. તે વખતે હું ભૂખ, થાક અને તરસથી નબળી પડી ગઈ હતી, કાંઠા ઉપર આવી ખડકને વળગી પાટીયાને છોડી દીધું કે તરત દરિયાના મોજાંમાં હું પાછી ગસડાઇ ત્યાર પછી શું બન્યું તેની મને ખબર નથી?

હું હમેશાં તમારી હયાતીની ખબર જાણવા ઇંતેજાર હતી, તમને મળવા માટે તલપી રહી હતી. તે ઇચ્છા મોતની અણીએ પહોંચ્યા પછી સફળ થઇ છે.

ત્યાર બાદ થોડા દિવસની યોગ્ય માવજતથી બૂઢેવિ તદન સશક્ત બની ઉજ્જડ બેટ ઉપર નિર્વાહ અર્થે ગોપાળ જે મહેનત કરતો હતો તે સઘળું તેણે જાણી લીધું અને તેને બનતી મદદ કરવા માટે કામમાં ભાગીદાર બનવા ગોપાળને વિનંતી કરી.

તે બોલ્યો તમે આજ દિન સુધી સુખમાં જીંદગી વ્યતિત કરી છે. મહેનત શું છે તેનાથી તમો અજાણ છો, આપણે માટે પરમેશ્વરે જે અર્પ્યું છે તે ઉપર સંતોષ માની આપણે આપણો ગુજારો કરીશું. નસીબ આપણને યારી આપે નહિ ત્યાં સુધી સંતોષથી દિવસ નિર્ગમન કરો, મારાથી બનશે તેટલું તમોને હરેક પ્રકારે સુખ આપવા પ્રયત્ન કરીશ.

તેણીએ જવાબ દીધો કે મ્હારા માટે તમે જે લાગણી પ્રદર્શિત કરૂં છો તેથી મારા હૃદયને અતિ શાન્તિ થઇ છે અને તમે મ્હારા માટે જે વેઠયું છે, અને વેઠશો તેના માટે હમેશની તમારી આભારી થઇશ પણ મેં અમેરિકામાં મારા પિતા સમક્ષ ગૌસેવા કરવા માટે

પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રતિજ્ઞા પૂરી કરવાનો કસોટીનો સમય જ્યારે મને પ્રાપ્ત થયો છે, તો તે ઉત્તમ સમયને હું જતો મૂકીશ નહિ; આ ભૂમિ ઉપર આપણા સુખની વૃદ્ધિ કરનાર સઘળી ગાયોની બધી બરદાસ હું મારી જાતેજ કરીશ અને ગાયોની સઘળી વ્યવસ્થા આજથી હુંજ કરીશ. તેનો આવો દૃઢ આગ્રહ જોઇ ગોપાળ ખુશી થયો અને ઉલ્લાસથી તે કાર્ય તેને સોંપ્યું.

કુદરતેજ જાણે બેઉને ગૌ સેવાના કાર્ય માટેજ ઉત્પન્ન કરી આ સ્થાન ઉપર અકસ્માત મેળવ્યાં હોય તેમ ભાસતું હતું.

ગોપાળે પર્ણકુટીની આજુબાજુ સુંદર ફળફુલના છોડવાઓ રોપ્યા હતા. તેઓની ઘાડી ઘટા જામી રહી હતી અને તેથી તે જગો રમણીય દેખાતી હતી. કામકાજથી પરવારી બન્ને જણાં આનંદથી વાતો કરતાં પર્ણકુટીની બહાર સ્વચ્છ કરેલી જગોમાં બેઠયાં હોય તે વખતે નાનાં વાછરડાં આમ તેમ દોડે છે. કોઇ વાછરડું પોતાની માતાને ધાવે છે, કોઇ ભૂદેવિ પાસે નીચું માથું કરી વ્હાલથી ચાટે છે. જંગલમાંના હરણો પણ પ્યારથી હળી જઇ નિર્ભયતાથી વાછરડાં ભેળાં મળી જાય છે, એ રીતે પ્રાપ્ત થએલ સમય પ્રમાણે સંતોષ પામી બન્ને જણાં એક બીજા માટે અત્યંત લાગણી ધરાવે છે એમ કરતાં ગોપાળને આ બેટ ઉપર આવ્યાને પાંચમું વર્ષ પુરૂં થયું.

ભૂદેવિ ઘણી વખત પોતાના પિતાને સંભારી દિલગીર થતી હતી. ગોપાળ તેને ધીરજ આપતો હતો અને બન્ને જણાં એકમેક ઉપર અન્યન્ય ભાવથી રહેતાં હતાં.

આજે પાંચ વર્ષે પોતાનાં સાથી ગાય અને સાંઢની વંશવૃદ્ધિથી નવ પશુઓ હયાત હતાં.

અહા પરોપકારી કામદુર્ગા ગાય ત્હારા જેટલા ગુણ ગાઇએ તેટલા થોડા છે.

ગોપાળે સમય પ્રમાણે ખેતીના કામનો વધારો કરી અનાજનો જથ્થો સારા પ્રમાણમાં ભેળો કર્યો હતો. જમીનમાં ખાડા ખોદી ઝાડનાં સુકાં પાતરાં તથા ઘાસ વિગેરે પાથરી તેણે પકવેલું અનાજ જથાબંધ સંભાળથી ભેળું કરી રાખ્યું હતું.

ભૂદેવિ આર્ય બાળાઓના ખરા ધર્મ પ્રમાણે ગૌ સેવા કરતી હતી. તેમણે મહેનત કરી જુદી જુદી જાતનાં વાસણો બનાવી દૂધનું દહીં કરી માખણ વિગેરે બનાવતાં હતાં.

દૂધ દેતી ગાયોનાં વાછરડાં ધાવી તૃપ્ત થયા પછી જોઇતા પ્રમાણમાંજ દૂધ દોહવામાં આવતું હતું, બધાં પશુઓ ગોપાળ તથા ભૂદેવિને અત્યંત હળી ગયાં હતાં. જ્યારે તે જનાવરો દૂર ચરવા જતાં અને સાંજ પડતી ત્યારે એક ટેકરી ઉપર રહી, ભૂદેવિ તેમને મીઠા સ્વરે બોલાવતી તે સાંભળતાં સઘળાં ચરવાનું મૂકી દેઇ દોડતાં આવી તેની આસપાસ ફરી વળતાં હતાં.

તેમને બાંધવાની જગો અત્યંત કાળજીપૂર્વક સ્વચ્છ રાખવા તે પ્રયાસ કરતી હતી, અને ગોપાળના દરેક કાર્યમાં ના કહેવા છતાં પણ ઉલ્લાસથી ભાગ પડાવતી હતી. કૃષિના કાર્યથી પરવારી ગોપાળ આશ્રમમાં બેસતો તે વખતે તેને મીઠા શબ્દોથી તે રંજીત કરતી હતી. આખા જગતને ભૂલી જઇ પોતાના અંતરમાં તે ગોપાળમય થઇ ગઇ હતી છતાં હજુ બન્ને જણાં પવિત્ર જીંદગી વ્યતિત કરતાં હતાં.

# પરિચ્છેદ ૭ મો.

## અરસપરસ સહાય.

बुद्धीमान श्रेयांसं बहुभिर्गुणैः ।
तानेवार्थं ततो चिन्तेत् कर्मचास्मै प्रयोजयेत ॥

અર્થ:—બુદ્ધિમાન લોક જેનામાં ઘણા ગુણ જુએ છે તેની પાસેથી અર્થ લાભની આશા કરે છે.

બપોરનો સમય છે સુર્યની ગરમી ઉષ્ણતાનું ભાન કરાવે છે, પવન પણ ઉષ્ણ થએલો છે. ગોપાળ પથ્થરની સીલાને ટેકની બેઠો છે, ને પાસે કોણી ઉપર માથું ટેકવી ભૂદેવી આડી સુઇ ગઇ છે. ગોપાળ તેનું માથું પસવારતો વાતો કરતો બેઠો છે ત્યાં આગળ પવન પણ શિતળ વહેતો હતો કારણ કે તેમણે પર્ણકુટીની આજુ-બાજુ ફળફુલનાં સુંદર વૃક્ષો ઉછેર્યા હતાં અને તે વૃક્ષો પોતાને ઉછેરનારને જાણે બદલો આપતાં હોય તેમ તાપ અને ઉષ્ણતાને પોતે સહન કરી તેના બદલામાં અત્યંત શીતળતા આપતાં ફળોના ભારથી લચી રહ્યાં હતાં. નાનાં વાછરડાંઓ પર્ણકુટી આગળ આનં-દથી કૂદાકૂદ કરી રહ્યાં હતાં આવો કુદરતી આનંદ ભોગવતાં બન્ને-જણાં આવી પડેલા સંકટ સ્હામે બાથ ભીડવા નિશ્ચિત બન્યાં હતાં.

ભૂદેવિ બોલી તમે મુંબાઇમાં કહેતા હતા કે મ્હારી જીંદગી ગૌ સેવામાં ગાળવી છે તે વખતે તમને મેં મારાથી બનતી મદદ. કરવાનું જણાવ્યું હતું, તેને સત્ય ઠરાવવા ગૌ સેવા કરતાં શીખવાની આ એકાન્ત નિશાળમાં આપણને પરમેશ્વરે મૂક્યાં છે. સેવા કરવાનો

આપણો અભ્યાસ જ્યારે પૂરો થશે ત્યારે જરૂર આપણે અન્ય સ્થળે જઈ શકીશું. એવો સંયોગ પ્રાપ્ત થશે. આમ વાર્તાલાપ કરતાં હતાં તે વખતે ગોપાળની દ્રષ્ટિ સામી બાજુએ ગઈ તો દૂર તેણે કેટલાક માણસોને ઉભેલા જોયા પાંચ વર્ષે અન્ય માનવ જાતિને જોઈ તેઓ કોણ છે તેની તપાસ કરવા ભૂદેવીને આંગળીની નિશાનીએ તેઓને બતાવ્યા અને બોલ્યો હું તેમને પુછી આવું કે તેઓ કોણ છે અને કયાંથી આવ્યા છે તમે અહીં બેસો એમ કહી તે ઉભો થયો અને તે વાતો કરતા માણસોના ટોળામાં દાખલ થયો.

તેમને સભ્યતાપૂર્વક પ્રથમ પોતાની પર્ણકુટી આગળ આવવા આગ્રહ કર્યો તે તેમણે સ્વીકાર્યો અને સઘળા આશ્રમ આગળ આવ્યા તેઓએ જણાવ્યું કે અમે સઘળા ભૂખ્યા તથા તરસ્યા છીએ. એમ જાહેર કરવાથી પ્રથમ તેણે સઘળાને પાણી પાયું બાદ સુંદર સ્વાદિષ્ટ ફળો તેમને સઘળાને આપ્યાં તે બધાં તેઓ ખાઈ ગયા અને ભૂદેવી જંગલમાં મંગલ કરનાર બની શકતી રસોઈ કરવા યત્ન કરવા લાગી કારણ કે તે સઘળા તેના અત્યારે ભૂખ્યા અતિથી હતા.

બાદ આવેલાઓને ગોપાળે પૂછયું કે તમારે આ બેટ ઉપર આવવાનું શું પ્રયોજન છે? તમોને જોઈને હું કંઈ છુટકારા માટે આશાવંત બન્યો છું. પાંચ વર્ષ ઉપર હું આ બેટ ઉપર ઘસડાઈ આવ્યો હતો કોઈ પણ જાતના દરિયાઈ સાધનના આધારના અભાવે હું પાંચ વર્ષથી આ બેટ ઉપરથી બીજી જમીન ઉપર જરા પણ જઈ શકયો નથી. મારી પાસેની ગાયોની મદદ વડે આ બેટ ઉપર હું સ્વર્ગનું સુખ અનુભવું છું. છતાં જાહેર મનુષ્યોની વસ્તીમાં ભેળાતા રહેવું એ દરેક માણસને જરૂરનું અને આધારરૂપ છે.

તેઓમાંનો એક બોલ્યો અમે પશ્ચિમ દેશના વતની છીએ અમારા રાજા તરફથી નવા દેશશોધક મંડળ નીમવામાં આવ્યું છે તે મંડળ તરફથી શોધખોળ માટે અમે નીકળેલા છીએ. અમે ઘણે દૂર આડા જવાથી અમારી પાસેથી ખોરાક પાણી ખુટવાથી અમે તે સાધન મેળવવા કોઇ વસ્તીવાળા દેશની શોધખોળ કરતા આ બેટ ઉપર આવી ચડયા છીએ. જુઓ ઘણે દૂર દરિયામાં અમારી આગબોટ લંગર નાખી પડી છે, પાણીનો સઘળો ઉપયોગ બોઇલરમાં કરતાં માત્ર પીવા જેટલુંજ પાણી સીલક રહ્યું તો પણ કોઇ ઠેકાણે જમીન દેખાઇ નહિ ત્યારે આગબોટને સઢના આધારે ધસડાતી રાખી આ બેટ ઉપર આવ્યા છીએ. અમારી બોટમાં જે માણસો છે તેમાંના ઘણા ખરા ભૂખ અને તરસથી બેભાન થઇ ગયા છે—માટે અમને હાલ તુરત બોટમાં ખોરાક તથા પાણીની ગણીજ અગત્ય છે એમ કહી સાથે લાવેલી પાણીની ખાલી મસકો બતાવી, ગોપાળ ઉઠયો અને સઘળાઓને પોતાની સાથે આવવા ઇસારત કરી, બધા ઉઠયા અને લઇ શકાય તેટલું પાણી જોડેની નાની નદીમાંથી લેઇ સાથે ફળફુલની યથાયોગ્ય સામગ્રીસહ પરત કુચ કરી સઘળા કિનારે બાંધેલી હોડીમાં બેઠા અને સપાટાબંધ હલેસાં મારતા આગબોટ ઉપર આવી પહોંચ્યા. તેમાંના કેટલાક માણસો પાણી પાણી એમ બૂમો પાડતા હતા ને કેટલાક તો તદ્દન બેભાન હાલતમાં હતા તે સઘળાઓને પાણી પાયું બેભાન થએલામાંના ઘણા ખરા મરણ પામ્યા હતા તેમને જળ સમાધી કરાવી બાકીનાઓને માટે ખોરાક લેવા સારૂ ગોપાળ કેટલાક માણસો સાથે આશ્રમ તરફ પાછો ફર્યો તે પહેલાં સઘળાંને ફળફુલ આપવાનું ભૂલ્યો નહોતો.

ભૂદેવિ રસોઇ તૈયાર કરી રહી હતી રસોઇમાં તેણે રોટલી શાક અને ઉનુ કરેલું દૂધ તૈયાર કર્યું હતું, તે સઘળું લેઇ બધાજ બોટ ઉપર જવા નીકળ્યા નિકળતાં ગોપાળે જણાવ્યું કે માણસો વધારે છે ને ભૂખે અશક્ત બનેલા છે માટે તમે બને તેટલી બીજી રસોઇ તૈયાર કરો એમ સુચના આપી, બોટમાં આવી પહોંચ્યો ને ભૂખે પીડાતા સઘળાઓને થોડું થોડું ખાવાનું વહેંચી આપ્યું તેથી સઘળામાં જરા જરા શક્તિ આવી અને બધા ગોપાળને વીંટાઇવળી તેનો આભાર માનવા લાગ્યા ગોપાળે તેમને તેમ કરતાં અટકાવ્યા અને જણાવ્યું કે દરેક મનુષ્યને બંધુપેરે સમજીને તેને સર્વસ્વ અર્પણ કરી દુઃખમાંથી બચાવવા એવો અમારા ધર્મનો સિદ્ધાંત છે તેથી મેં મારી ફરજ કરતાં કાંઇ વધારે કર્યું નથી.

ત્યાર બાદ સઘળા ગોપાળનો આશ્રમ જોવા તથા તેની મેમાનગીરી સ્વીકારવા તેના આશ્રમમાં આવ્યા, ત્યારે બીજી રસોઇ તૈયાર કરી ભૂદેવિ રાહ જોઇ ઉભી રહી હતી, તેને સઘળાઓએ બહુ માન આપ્યું, તેણીએ સઘળાઓનો અતિ સત્કાર કર્યો, બાદ વૃક્ષપત્રોમાં સરવેને જમાડી શાન્ત કર્યા.

બાદ વાતચીત કરતાં તેમણે જણાવ્યું કે અમારે કઇ દિશા તરફ ક્યા દેશમાં જવું અને કઇ દિશાએ જવાથી અમે સલામત ઠેકાણે પ્રહોંચીશું તે નિશ્ચય નથી માટે તમારા તરફથી ખોરાકની સામગ્રી મળી શકે તો મ્હોટો ઉપકાર થએલો અમે માનીશું.

ગોપાળે પોતે સંગ્રહ કરી રાખેલા અનાજમાંથી માત્ર પોતાને જોઇતું રાખી બાકીનું તમામ અનાજ બહાર કાઢી ઢગલા કર્યા, તે અનાજના ડગ જોઇ બધા આશ્ચર્ય થઇ ગયા અને બોલ્યા કે આ તો અમારે જોઇએ તે કરતાં પણ ઘણું વધારે છે.

ગોપાળ બોલ્યો એ સઘળું તમે લઇ જાઓ અને જ્યાં પહોંચો ત્યાં વધારાનું અનાજ વેચાણ કરજો અને તેનાં જે નાણાં આવે તેના બદલામાં મારી ફરી મુલાકાત લઇ જજો કારણ કે ત્યાર પછી મારે આ બેટ છોડવો કે કેમ તેને માટે હું વિચાર કરી શકું.

તેમાંના એકે આગળ આવી કહ્યું કે તમે જો અહીં વતન કરી રહેવા માગતા હો તો આપણે તે માટે પુરતા વિચાર ઉપર આવીયે.

ગોપાળ બોલ્યો જો મને પૂરતી મદદ મળી શકે અને બીજા દેશોમાં જવા આવવાની છુટ મેળવું તો અહિં હું મારૂં વતન કરવા ઉત્સાહી છું. હાલ તો તમારેજ કયા સ્થળે જવું તેનો નિશ્ચય નથી તો આ મ્હારી વહાલી ગાયોને છોડીને હું જરા પણ તેમનાથી દૂર થવા ઇચ્છા રાખતો નથી જ્યારે મને મારી ગાયોને ફરી આવી મળવાની ખાત્રી જણાશે ત્યારેજ હું આ બેટ છોડીશ.

તેનો આવો આગ્રહ જોઇ બોટના ઉપરીએ ગોપાળને કપડાંનો તથા ઓઢવા પાથરવાનાં સાધનોનો સારો જથો આપ્યો. થોડાંક દેહ રક્ષણનાં હથિયાર આપ્યાં પાંચ માણસોને ગોપાળના નોકર તરીકે પોતાના જોખમે આપ્યા, તથા બીજાં સારાં ધાતુનાં વાસણ વિગેરે જોઇતી ચીજો આપી અને ફરી મુલાકાત લેવાની કબુલાત આપી. બોટમાં પાણી, અનાજ તથા સુકાં લાકડાં ભરી લીધાં અને સારાં તાજાં ફળફુલ પણ લીધાં તેના બદલામાં ગોપાળને થોડા સોનાના સીક્કા આપ્યા અને વરાળયંત્રથી ચાલતી એક નાની જ્યોલી બોટ પણ આપી તથા કેટલીક હોડીઓ અને વ્યવહારીક સાધનો તેઓ ગોપાળ માટે મૂકતા ગયા, ને તેમણે મુસાફરી ચાલુ કરી. જ્યારે પોતાની પાસે રહેનારા બીજા પાંચ માણસો મળ્યા તેથી ગોપાળ

ઓર ઉલ્લાસમાં આવ્યો. પ્રથમ તો તેણે બેટમાં મનુષ્યની વસ્તી છે કે નહિ, તેનો પૂરતો તપાસ શરૂ કર્યો. પહેલાં થોડાક રોજ તો આશ્રમ-માં પાછું આવી શકાય તેટલે દૂરનીજ તપાસ ચલાવી તોપણ તેમને વસ્તી સંબંધી માહિતી મળી નહિ માત્ર જંગલી ટટ્ટુ અને હરણ સિવાય સસલું તો કવચિતજ માલુમ પડતું. તેમણે જ્યારે જંગલી ટટ્ટુઓનાં ટોળાં જોયાં ત્યારે તેમણે તેઓને ગમે તે ઈલાજે પકડી લેવાનો વિચાર કર્યો. પહેલાં તેમણે હંમેશાં વધુ વખત જતાં આવતાં ટટ્ટુઓનો રસ્તો નક્કીપણે ખોળી કાઢયો ત્યાં ગોપાળે પાંચ માણસોની મદદથી એક મ્હોટો ખાડો તૈયાર કરાવ્યો કે જેમાંથી ટટુ બહાર કૂદી શકે નહિ તેટલો તે ઉંડો ખોદ્યો હતો, તેના ઉપર ઝાડની ડાળીઓ ઘાસ, પાંદડાં વિગેરે પાથરી તે ખાડો ઉપર રસ્તા જેવો દેખાવ કરી નાંખ્યો. બાદ દૂર જઇ બધા સંતાયા જ્યારે જંગલી ટટ્ટુનું ટોળું આવતું જણાયું ત્યારે તેમને જોઇ પાછળથી આવી બૂમો પાડી ખૂબ ભડકાવ્યાં, તેથી સઘળાં ટટ્ટુઓ પૂર જોસમાં દોડયાં અને તેમાંનાં સાત જાનવરો તે ઢાંકેલાં ખાડામાં પડી ગયાં, તેમને એકાદ અઠવાડીયામાં યુક્તિ પ્રયુક્તિથી ગોપાળે વશ કરી લીધાં અને પંદર દિવસે તો તે ટટુ આજ્ઞાકારી બની ગયાં. આ કામ સાથે ખેતીનું કામ કરવાનું પણ પડતું મુકયું નહોતું, ગૌસેવા અને ખેતીનું કાર્ય ચાલુ રાખી, માત્ર ફુરસદના વખતમાં શોધખોળ બેટમાં કરતા હતા, જ્યારે ટટ્ટુઓ બરોબર સ્વારીને લાયક બન્યાં ત્યારે તેઓએ બેટમાં દૂર મુસાફરી કરવી શરૂ કરી, ત્યારે તેમને ત્યાં જંગલી માણસોની વસ્તી માલુમ પડી, એક દિવસે પોતાના આશ્રમમાંથી ગોપાળ પોતાના બે સાથીઓ સાથે ટટ્ટુ

ઉપર મુસાફરી કરતાં લગભગ પચાસેક માઇલ દૂર નીકળી ગયો ત્યાં પાંચ સાત છુટી છુટી પાતરાં અને ઘાસની ઝુપડીઓ દૃષ્ટિએ પડી ત્યાં નજીક જવાથી તેમાંથી વીસેક માણુસો દોડી આવ્યાં કે જેમાં સ્ત્રીઓ અને પુરૂષો ભેળાં હતા તેઓ સઘળાં ગોપાળ તથા તેની સાથીઓની આસપાસ વીંટાઇ વળ્યાં અને ના સમજી શકાય તેવી, જંગલી ભાષામાં વાતો કરવા માંડયાં. કેટલાક માણુસો પાછાં જવા માંડયાં ને તેઓ ફળ ફુલની ભેટ સાથે આવી ગોપાળની સન્મુખ ઉભાં. પહેલાં તો ગોપાળને તે માણુસોથી જરા ભય થયો હતો પણુ જ્યારે તેઓની માયાળુ લાગણીનું દીગદર્શન થયું ત્યારે તે પણુ હેત ભરી લાગણી બતાવવા માંડયો.

મૂકેલા ફલફુલમાંથી તેમણે યથા રૂચિ ખાધાં ત્યાર બાદ એક ઉમ્મરે પહોંચેલો પણુ ગૌરવશાળી જણાતો માણુસ આગળ આવ્યો અને ગોપાળની પાસે આવી હાથ જોડી લાંબો થઇ સૂઈ ગયો. ગોપાળ એકી નજરે તેના સ્હામે જોઇ રહ્યો ઘણી વાર થઇ તોપણુ તે ઉઠયો નહિ ત્યારે તે દોડી તેને વ્હાલથી ઉઠાડી ગળે લગાડયો, તેમનામાં એવી રીત હતી કે મુરબ્બા આગળ જવું ત્યારે હાથ જોડી સૂઇ જવું ને તે ઉઠાડે ત્યારે ઉઠવું તે રિવાજની ગોપાળને ખબર નહિ હોવાથી થોડીવારે કુદરતી પ્રેરણાથી તેને ઉભો કરી ગળે લગાડયો હતો.

તે લોકો તદન ભોળા અને ભલા દિલના હતા તેઓ સઘળા નિર્દોષતાથી ભરપુર હતા; મોજશોખ અને વૈભવથી ઉત્પન્ન થતી કુટીલતાથી તેઓ મૂક્ત હતા, સઘળાં શરીરે નિરોગી અને શશક્ત જણાતાં હતાં, આ નિર્માલ્ય જગતની ખટપટો અને પ્રપંચોથી તેઓ બિચારા ખરેખર મૂક્ત હતા અથવા ખરેખરી મુક્તતા કોને કહેવાય તેના તે સઘળા સાક્ષાત્કાર હતા.

એકંદરે તેમની જંગલી અને ફળફુલ ઉપર ગુજારો કરનારી જાતિ ગોપાળે અટકળી, કાંઇક સંજ્ઞાથી ગોપાળે કેટલાકને પોતાની સાથે આવવા સમજાવ્યું તેથી કેટલાક માણસોએ તેમની સાથે ચાલવા માંડયું થોડે દૂર એક વૃક્ષ તળે તેમણે મૂકામ કર્યો ત્યાં વારા ફરતી સઘળા માણસોએ તેમની અનહદ પ્રેમથી સેવા કરી બીજે દિવસે ગોપાળ અને તેના સાથી પોતાના આશ્રમે પાછા વળવા તૈયાર થયા અને સાથે તેઓમાંના થોડાક માણુસોને લીધા ને સાંજે સઘળા પોનાના સ્થાનકે આવી પહોંચ્યા. ભૂદેવિએ તે સઘળાઓને જ્યારે જોયા ત્યારે ઘણી નવાઇ પામી. તેમને ધાન્યના બનાવેલા સારા સારા પદાર્થો ખવરાવ્યા ને ગાયોનું તાજું દુધ પાયું.

તેઓએ ગાયનું મિષ્ટ દુધ ખાધું ત્યારે સઘળા ખુશ થતા દેખાયા, કારણ કે તેઓ માત્ર પશુમાં ભૂંડને પાળતા હતા, ( કે જે રીવાજ ઘણી જગોએ હજુ પણ પ્રચલિત છે. કેટલાક દેશના લોકો ટોળાબંધી ભૂંડને ઉછેરે છે અને તેનાજ ઘી દુધનું સેવન કરે છે. ) તેઓ સઘળા બીજે દિવસે પોતાના મુકામ ઉપર જવા માટે તૈયાર થયા તે વખતે એક ગાયની માગણી ઘણીજ નમ્રતાથી સંજ્ઞા વડે ગોપાળ પાસે કરી તેથી તેણે તેમને એક સારા વાછરડાવાળી ગાય દૂધ દેતી આપી, ને તે લેઇ સઘળા વિદાય થયા ગોપાળ તેમને થોડે સુધી મૂકવા ગયો માર્ગમાં ગોપાળના માણુસો આખલાઓ વડે હળ હાંકતા હતા, તે જોઈ તેઓ નવાઇ પામી ઘણા ખુશી થયા ને આભારની લાગણી પ્રદર્શિત કરતા પોતાના માર્ગે પડયા.

એ વાતને એક અઠવાડીયું વિતી ગયું અને આઠમે દિવસે તે જંગલી માણસોનું આશરે સાઠ માણસોનું ટોળું આશ્રમ તરફ આવતું

જણાયું તેમણે ભૂંડા ઉપર પોતાનો અસબાબ નાખ્યો હતો ને તેમની સ્ત્રીઓએ બાળકોને તેડયાં હતાં અને એક પાંચશો ભૂંડણીઓનું ટોળું તેમની સાથે હતું. ગોપાળે તે સઘળાંઓને જોયાં ત્યારે ભૂદેવિને બોલાવીને કહેવા લાગ્યો આ જુઓ ભલાદિલના જંગલી માણસોનું ટોળું આપણા આશ્રમ ઉપર આવે છે.

તે બોલી, આ સાથે ભૂંડાનું ટોળું શા માટે રાખ્યું હશે? તેણે જવાબ દીધો કે જે માણસો ગાયના ગુણોથી અજ્ઞાન છે તેઓ બીજા પશુઓનું દૂધ ખાય છે. પહેલાં આપણા આર્યાવર્તમાં ઘર દીઠ ગાયો ધર્માજ્ઞાથી પળાતી કે દાખલા તરીકે આપણામાં જમતા પહેલાં ગૌ ગ્રાસ જુદો કાઢવામાં આવે છે કારણ કે આપણી કમાઇના વિભાગમાં ગાય ભાગીદાર છે તેથી રોજ આપણા ખાવામાંથી પણ તેને ખવરાવી પોસવી એ ધર્મ આપણા લોકો ભૂલી ગયા છે અને તેથી ગાયો પ્રતિનો આપણો ધર્મ પ્રમાદથી આપણે સમજતા નથી તેમ આ બિચારા માણસો અજ્ઞાનતાથી ભુંડનું સેવન કરનારા જણાય છે.

દાકટરોએ પ્રયોગદ્વારાએ નક્કી કર્યું છે કે આપણું માથું બે જાતના રજકણોથી ભરપુર છે એક ધોળાને બીજા લાલ ધોળા રજ-કણુ સાત્વીક પ્રકૃતિના અને લાલ તામશી પ્રકૃતિના ગુણોવાળા છે અને વળી તેઓ આગળ વધી કહે છે કે લાલ તંતુઓને ધોળા કરવા ગાયનું દૂધ તથા ઘી ગુણ ધરાવે છે.

એવું સાયન્સના નિયમે સિદ્ધ હોવાથીજ આપણા વેદમાં પણ ગૌસેવાને સ્થાન આપવામાં આવ્યું છે? વેદોની સર્વ સૂચનાઓ સાય-ન્સથી ભરપુર અને કુદરતી વૃદ્ધને ગૌરવતા પમાડનારી છે, ગાયોની

સેવા પણ ગૌરવતાથી ભરપુર છે તે બાબતથી અજ્ઞાન હોનારા માણુસો ગાયો ના પાળતાં અન્ય પશુઓને સેવે છે.

આમ બંન્ને જણું વાર્ત્તાલાપ કરે છે, તેવામાં આવેલા જંગલી માણુસોમાંના પાંચ માણુસો ગોપાળની પાસે આવ્યા અને હાથ જોડી લાંબા થઇ આગળ સૂઈ ગયા. તેમને તેણે પ્રેમપૂર્વક બેઠયા કર્યા ને સૈર્વને ભાવથી આલીંગન કર્યું. તેઓએ સદાને માટે તેમની સાથે વસવાનો વિચાર સંજ્ઞાથી દર્શાવ્યો તેથી ગોપાળે તે માટે અત્યંત ખુશી બતાવી. પ્રમથ સઘળાઓને ખાવાપિવાનો બંદોબસ્ત ભૂદેવિએ કર્યો.

એકાદ અડવાડીયામાં છેટે છેટે હારબંધ તે સઘળાઓને વસવા માટે સૌએ સાથે મળી પર્ણકુટીઓ બાંધી.

ભૂદેવિ હમેશાં ગાયોનું દૂધ દોહી તે લોકોનાં તમામ બચ્ચાંઓને પાસે બોલાવી સવાર અને સાંજ બે વખત દૂધ પાતી હતી થોડા દિવસમાં સઘળા એક કુટુંબ જેવા હળી ગયા.

તેમનો ઉદ્ધાર કરવા, ભાષા સુધારવા તથા ઉદ્યોગ કરતાં શીખવવા માટે ગોપાળ તથા ભૂદેવિ એક સરખી મહેનત ઉઠાવવા લાગ્યાં.

---

## પરિચ્છેદ ૮ મો.

---

### પ્રેમના સંસ્કાર.

ઉત્તર દિશાના મહાસાગરને ખભા ટેકવતાં ખડકો અકડાઇના અભિમાનથી બિચારા શ્યામરંગના થઇ ગયા છે મહાસાગરના વેગવાન

મોજાંઓ શ્યામ પથ્થર સાથે અથડાઇ રૂપાંત્તર પામતા ઉંચે ઉછળી પુરષાર્થ બતાવી રહ્યા છે વર્ષા ઋતુના પ્રભાવે ગગનમાં કાળા પહાડના પ્રતિબિંબરૂપ વાદળાં ગભીરતા ઉભી કરે છે. સમુદ્રનાં પાણી ગંભીર અને વિરતાદર્શક સમજાય છે હાલ ભરતીનો વખત છે.

સમુદ્ર, આકાશ, અને વાદળાં આથમતા સૂર્યના કિરોણોના પ્રકાશવડે રંગબેરંગી રૂપ ધારણ કરી ખડકોની શોભા સાથે કુદરતનું વર્ણન કરવાની કલ્પના જોનારના હૃદયમાં આલેખતા હતા.

બન્ને નાના ખડકોની વચ્ચે સપાટ પથ્થર ઉપર એક યુવાન અને એક યુવતી થોડે થોડે છેટે બેઠાં હતાં.

તેમાંની યુવતી બોલી, મી. વિદ્યાવિનોદ આ બેટ ઉપર તમારા સહવાસમાં મને મૂકવાને પરમેશ્વરે મહા ડહાપણભર્યું કાર્ય કર્યું હશે.

તે યુવાન બોલ્યો કે તમારા મેળાપ પછી મારી હતાશ થઇ ગએલી જીંદગી ગૌરવતાભરી બની છે.

વાંચક તેમની વાતચિત ઉપરથી માલૂમ પડયું હશે કે અકસ્માતના ભોગ થઇ પડેલાં આપણી વાર્ત્તાનાં આ, બે બીજાં પાત્રો છે.

મેરી–મેં સાંભળ્યું છે કે હિંદુઓમાં ઘણા જ્ઞાતિભેદ છે.

વિદ્યા–તેવા ભેદ અણકેળવાએલા શાસ્ત્રથી અજ્ઞાન માણસોમાંજ માત્ર છે અમારામાં મુખ્ય, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શુદ્ર એટલીજ જાતિઓ છે તેમાં બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય એકમેક સાથે બેશી શકતા જમી શકતા તથા ત્રણે જાતિઓવાળા એકમેક સાથે લગ્ન સંબંધથી પણ જોડાતા આવ્યા છે.

મેરી–તમે જે ત્રણ જાતિ કહો છો તે જાતિઓ કર્મથી હોય છે કે જન્મથીજ.

વિદ્યાવિનોદ—અમારી પવિત્ર ગીતામાં મહાન યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનનું વચન છે કેઃ—

**चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म्म विभागशः ।**

( અર્થઃ—મ્હેં ગુણ કર્મ વિભાગથી ચાતુર્વર્ણ્ય ઉત્પન્ન કરી ) "એવું કહેવામાં આવ્યું છે. એવું પ્રાચિન સ્થિતિ લક્ષમાં રાખીનેજ કહેવાયલું છે. " માનવ જાતિના તેના અંગના ગુણ ધર્મ પ્રમાણે મેં ચાર વિભાગ કલ્પ્યા " એવો આ કથનનો આશય છે. વિદ્યા પ્રતિ જેનો વિશેષ પ્રવેશ તેને બ્રાહ્મણ કહ્યા, સૌર્ય અને સાહસ તરફ જેની સ્વભાવતઃ—પ્રવૃત્તિ તેને ક્ષત્રિય કહ્યા, વ્યાપારાદિમાં જેની બુદ્ધિ વિશેષ એમની વર્ણને વૈસ્ય ગણવામાં આવી. આ સિવાયના અન્ય મનુષ્યો જેઓ આ ત્રણમાંથી એકપણ વર્ગમાં આવી શકયા નહિ એવા બુદ્ધિ હિન લોકોને માટે એક વર્ણ કલ્પી તેમને શુદ્ર કહેવામાં આવ્યા જેથી પૂર્વકાલમાં સર્વ માણસોની એક વર્ણ હતી એમ સિદ્ધ થાય છે.

મેરી—મેં એક વખતે એક હિંદુસ્થાનના પત્રમાં વાંચ્યું હતું કે " અમે ઘણી ઇંગ્રેજ બાનુઓ અમારી ખુશીથી બંગાળી યુવકોને પરણીને હિંદુસ્થાનને અમારી માતૃભૂમિ બનાવી છે અને યુરોપની સ્વતંત્ર સ્ત્રી હક ભોગવતી સ્ત્રીઓ જે સુખ ભોગવે છે તેના કરતાં અમારી પતિ પરાયણ નીતિથી અમે સ્વર્ગમાં છીએ એવું અનુભવાય છે " એ પ્રમાણે જ્યારથી મેં વાંચ્યું હતું ત્યારથી હું જાણું છું કે હિંદુઓ યુરોપીઅન બાનુઓ સાથે લગ્નની ગાંઠથી જોડાય છે અને વિશેષમાં તમારા મોઢેથી આજે તમારા જાતિના જે ધારા સાંભળ્યા તેથી હું ઘણી સંતોષ પામી છું.

તે દિલગીર થઇ બોલી આપણે આ બેટ ઉપરથી છુટવાનો પ્રસંગ ક્યારે આવશે ?

વિદ્યાવિનોદ–તે સઘળું પ્રભુના આધિનમાં છે જ્યારે આપણા ઉપર તે દયા દર્શાવશે ત્યારે આપણો જરૂર છુટકારો થશે.

એમ વાર્તાલાપ કરે છે એટલામાં ગાજવીજના કડાકા સાથે વર્સાદ વરસવા લાગ્યો ભયંકર ગર્જના આકાશમાં થવા લાગી જોત-જોતામાં અંધારૂં થઇ ગયું વિજળીનો ચમકાર ઉપરા ઉપરી થવા લાગ્યો વિદ્યાવિનોદની દાઢીના વાળ સોનેરી રૂપના ભિનાશથી દેખાવા લાગ્યા અને બ્રહ્મચર્યથી પૂર્ણ ગૌરવશાળી મુખાર્વિંદનું તેજ વિજળીના પ્રકાશમાં દેખાવા લાગ્યું–જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ઘોર અંધારૂં જામવા લાગ્યું. વળી રસ્તો દેખાતો બંધ થયો આડા અવળા પથ્થરોમાં વહેતા પાણીથી ખસી પડાય તેવી ચીકાશવાળી ઝાડીમાં મેરી આમ તેમ અથડાવા લાગી. વિદ્યાવિનોદની તેજસ્વી મૂર્તિ જોઇ તેજ સહાયક રક્ષપાળ જાણી તેને વળગી પડી, તેની સોડમાં ગઇ તેનો જીર્ણ થએલો ઝભો તેના ઉપર લપટાઇ વળ્યો સુકોમળ હસ્તથી હૃદય સાથે કોમલતા વિંટળાઇ અને તેના મસ્તક ઉપર આપણા ગોંસાઇનો હાથ ફરવા લાગ્યો મેરી ! બિચારી મેરીથી મુખપૈર ફરતા કોમળ હસ્તને ધીરેથી બહુજ ધીમેથી ઓચિંતુ ચુંબન લેવાઇ ગયું. બસ વરસાદજી પોતાનું કામ ધમધોકાર ચલાવે જતા હતા વળી વિજળીનો ચમકારો થયો, યુગલનુ પ્રેમ સ્વરૂપ વળી તેજવાન થયું.

મેરીનુ સર્વ વજન વિદ્યાવિનોદના ખભા ઉપર ઝોકાવ્યું હતું. મેરીથી બોલાઇ જવાયું, હવે મ્હારી બીક ગઇ તેણી બે હાથે ખભો

પકડી ચાલે છે ને ચાલતાં વચમાં વચમાં પથ્થરોની ઠોકરોથી અંધારામાં આડી અવળી ખસી પડે છે તેને બચાવવા આપણા બ્રહ્મચારીનો હાથ તેણીની કમરે વિંટાઇ વળ્યો છે એમ બન્ને જણાં મુસીબતે આશ્રમભણીનો રસ્તો કાપવા લાગ્યાં.

વરસાદ પૂરજોસમાં પડતો હતો તેમાં પવનનો સપાટો મદદ કરતો હતો, તેથી અતિ ઠંડીથી મેરીને ધ્રુજ આવવા લાગી એમ કરતાં પર્ણકુટીની લગોલગ બંન્ને આવી પહોંચ્યાં, ઘણી ઠંડાથી ગભરાઇને ચાલતાં પગ જમીન ઉપરથી એકદમ લપસી ગયો અને વિદ્યાવિનોદના બગલમાંથી સરી ગઇ અને જથીન ઉપર તેણી પટકાઇ પડી તેથી તે અફસોસ કરતો નીચે નમ્યો અને બે હાથે મેરીને ઉંચકી લીધી અને ભીંજાએલે કપડે પર્ણકુટીમાં દાખલ થયો તેને માથામાં સખત વાગ્યું હતું.

અંદર આવી વિવેકચન્દ્રને બોલાવ્યા પણ કાંઇ જવાબ મળ્યો નહિ, તે ઉપરથી અનુમાન કર્યું કે તેઓ પણ ફરવા ગયા હશે ને તેથીજ વરસાદના લીધે આવી શકયા નહિ હોય એમ સમજી મેરીને અંધારામાં નીચે સુવાડી અને પોતે રાખમાં ભારેલો દેવતા તપાસવા માંડયો તો તે તમામ પાણીથી ભીંજાઇને કાદવ જેવું થઇ ગયું હતું.

ફંફોસતાં ફંફોસતાં ચકમકના પથ્થરોને ખોળી કાઢયા પણ લાચાર સળગાવે સ્યાનાથી સર્વે વસ્તુઓ ભીંજાએલી હતી મેરીના ગુંગળાવાનો અવાજ સંભળાવા લાગ્યો તેથી જલદી તેની પાસે ગયો અને બીજાં જીર્ણ થએલાં કપડાં લેઇ તેણીનાં ભીંજાએલાં કપડાં કહાડી લેઇ તે બદલાવ્યાં. તે થંડીથી ધ્રુજતી હતી અને બોલવા ચાલવાનું ભાન પણ ગુમાઇ ગયું હતું, તેને તપાસતાં તે અતિ શિતલ

થઇ ગએલી જણાઇ તેથી પોતે પણ કપડાં બદલી તેને હૂંફ આપવા માટે આપદ્ ધર્મ સ્વિકારી પોતાના પાસામાં તેને દબાવી રહ્યો અને પોતાના શરીરને તેના શરીર સાથે અડકાડી તેની સિતલ થઇ ગએલી સ્થિતિને વિચારવા લાગ્યો હજી તેણી બેભાનજ હતી.

ઘણીવાર સૂધી તેણે જ્યારે પોતાથી હૂંફ આપી ત્યારે મેરી જરા હાલી તેથી તે ઘણો ખુશી થયો. અને પોતે બેઠયો થઇ તેને બેઉ હાથ લઇ પસવારવા લાગ્યો આ વખતે વરસાદ બંધ પડયો હતો વાદળાંને પવન પરાણે ઘસડી ગયો હતો અને ચન્દ્રનો પ્રકાશ પર્ણકુટીમાં પ્રવેશ કરતો હતો, મેરીને બોલવાની સુદ્ધિ આવી અને બોલી અહિં કોણ છે તે બોલ્યો હું તમારી પાસેજ છું. તમે ઠંડીથી બેભાન થયાં હતાં માટે તમને ગરમાવો આપવા ઓઢવા પાથરવાના સાધનના અભાવે મારા હાથ ઉપયોગમાં લેઉં છું.

તે બોલી કાકા ક્યાં ગયા ?

વિદ્યાવિનોદે જવાબ દીધો હજુ સુધી તેઓ આવ્યા નથી તમે બેભાન બની ગયાં હતાં, તેથી તેમની તપાસ હું કરી શકયો નથી એમ કહી તેણે ચકમક લીધો અને દેવતા પાડવા પ્રયત્ન કર્યો તેમાં તે ફળીભૂત થયો અને તાપણું સળગાવી તેણીને તાપવા બેસાડી, પોતે દેવતા ઉપર ગરમ હાથ કરી તેના માથા ઉપર પ્રસવારવા લાગ્યો. થોડીવારે તે બોલી હવે મને સારૂં છે, વરસાદ રહી ગએલો માલૂમ પડે છે તમે તદન ઉઘાડે શરીરે છો અને તમારો ડગલો પણ મને ઓઢાડયો છે માટે હવે લ્યો તે તમે પહેરો એમ બોલી. તે કહાડી આપ્યો તેણે તેને તેમ કરતાં વારી અને જણાવ્યું કે હાલ તે તમારે શરીર ઉપર વીંટાળી રાખવાની જરૂર છે. તોપણ તેણે

પોતાના હાથે તેને ડગલો પહેરાવ્યો અને પોતાના માટે લીધેલી તકલીફ માટે અહેસાન માનવા લાગી. તે બોલી હવે મને ઠીક છે તમે કાકાની તપાસ કરો તેમને આવા સખ્ત તોફાનમાં કોઇપણ જગોએ અંધારાથી ગુંચાઈ રહેવું પડયું હશે.

તે બહાર આવ્યો અને આમ તેમ ખોળવા લાગ્યો અને જોરથી બૂમો પાડી બોલાવવા લાગ્યો થોડે છેટે તેને સામો જવાબ મળ્યો તે તરફ તે ગયો તો જણાયું કે એક પોલાંણ વૃક્ષની બખોલમાં વિવેકચન્દ્ર ભરાઇ બેઠેલા હતા. તેમનાં કપડાં ભીનાં હતાં તેઓ ટાઢથી ધ્રુજતા હતા તેમની પાસે તે પહોંચ્યો અને તેમને પોતાનો ટેકો આપી આશ્રમમાં લાવ્યો. માત્ર એક કોરો રહેલો પોતાનો ફાટેલો કોટ તેમને પહેરવા આપ્યો અને તાપવા બેસાડયા ત્યારેજ તેમને થોડીવારે સાન્તી વળી અને બોલ્યા આજે હું જરા વધારે દૂર ફરવા ગયો હતો ઓચીંતો વરસાદ આવ્યો ને પાછા વળતાં અંધારૂં થયું. રસ્તો જાણે હું ભૂલી ગયો હોઉં એમ મને લાગ્યું અને વરસાદ તથા પથ્થરોની ઠોકરોથી અકળાઇને ઝાડની પોલમાં પેશી ગયો જો તમે મારી ખબર ના લીધી હોત તો સહવાર હું દેખવા પામત નહિ એવી મારી સ્થિતિ થઇ હતી.

મેરીએ પણ પોતાને વીતેલું કહી સંભળાવ્યું અને વિદ્યાવિનોદનાં વખાણ કરવા લાગી ત્યાં સુધીમાં વિદ્યાવિનોદે ભિનાં થએલાં કપડાં બળતા તાપથી સુકની નાખ્યાં અને સર્વને પોતપોતાનાં કપડાં પહેરવા આપ્યાં અને થોડીવારે બધાં શાન્તિથી નિદ્રાવશ થયાં.

---

# પરિચ્છેદ ૯ મો.

## " ભુદેવિ ગોપાલન સંસ્થા."

હેપી સાહેબ પોલીસમાં ખબર આપવા ગયા હતા તે બે ચાર પોલીસના અમલદારો લેઇને વિવેકચન્દ્રની રૂમ પાસે આવ્યા તે બંધ જોઇ અને પૂછપરછ કરતાં જણાયું કે તેમને બે ચાર સિપાઇઓ તેડી ગયા હતા, અને તેમને તેમની દિકરીનો પત્તો મળવાનું જણાયાથી ગયા છે તથા મેરી પણ સાથે ગઇ છે.

આવી ખબર મળવાથી તેમને ધીરજ આવી અને પોલીસના અમલદારોને વિનંતી સર પાછા મોકલ્યા અને પોતે પોતાના મકાન ઉપર ગયા.

મકાને પહોંચ્યા બાદ થોડીવારે રાત્રી પડવા આવી તોપણ વિવેકચન્દ્ર કે મેરીની કાંઇ પણ ખબર મળી નહિ બારી આગળ ગયા તો રોબર્ટસ ઉપર કોઇએ લખેલું ફાડેલું કવર તેમના હાથમાં આવ્યું તે માંહેના પત્રમાં લખ્યું હતું કે તમે તેણીને લઇને હિંદુસ્થાન જાઓ અમે પણ પાછળથી કાગળ લખાવી લેઇ આવીશું " આ ઉપરથી તેને શક ગયો કે રોબર્ટસ કયાં ગયો છે તેની તપાસ કરૂં તેના ઉપર આવો પત્ર કોણે લખ્યો હશે ? એ વિચાર તેમના મનમાં ઉપરા ઉપરી આવવા લાગ્યો.

તેમણે પોતાની પત્નીને રોબર્ટસ વિષે પૂછ્યું તો તેમણે જણાવ્યું કે આજ ત્રણ દિવસથી તે ઘેર આવ્યો નથી તમે તેની દરકાર રાખતા નથી. તેણે આ ગામમાં ઘણા યુવાન મિત્રો કર્યા છે ત્યારનો

તે ઝહાવરો જણાય છે.

એટલું સાંભળી તે વિવેક ચન્દ્રના ભાડે રાખેલા મકાન આગળ આવ્યો ત્યાં તપાસ કરતાં એક બુઢી બેઠી હતી તેને પૂછતાં માલૂમ પડી આવ્યું કે–ત્રીજા દિવસ ઉપર એક હિંદુ છોકરી તથા એક ઇંગ્રેજ યુવાન મુસાફરીની સામગ્રી સાથે અહિંથી જતાં મે જોયાં હતાં.

હેપી સાહેબને રોબર્ટસ વિષે શક ઉત્પન્ન થયો. અને પોતાને મકાને આવ્યો. કપડાં કહાડી પોતાની બેઠકની રૂમમાં આરામ ખુરશી ઉપર વિચાર કરતો બેઠયો.

જ્યારે રોબર્ટસ અને ભૂદેવિ સાથે મુસાફરીએ જતાં જોયાની વાત બુઢ્ઢીના મોઢેથી સાંભળી ત્યારે તેઓ લગ્નની ગાંઠથી જોડાવા અને કરેલા વસીયાતનામાનો ઉપયોગ કરવા છોકરવાદી કરી હોય તેવું ભાસ્યું. અને તેથી પોતાની ટ્રંક ઉઘાડી અને વસીયાતનામાનું કાગળીયું તે ખોળવા માંડયો તે તેને જણાયું નહિ અને પૂરતી તપાસથી અનુમાન ઉપર આવ્યો કે આ બંને જરૂર હિંદુસ્થાન જવા ઉપડી ગએલાં હોવાં જોઇએ. એવો નિશ્ચય થવાથી બે દિવસ સુધી વિવેક ચન્દ્ર તથા મેરીની તેમણે પાછા ફરવાની રાહ જોઇ છતાં જ્યારે તેમના કાંઇપણ સમાચાર મળ્યા નહિ ત્યારે પોતે હિંદુસ્થાન તરફ જવાનો નિશ્ચય કરી મુસાફરી શરૂ કરવા હિંદુસ્થાન જતી બોટમાં પાસ લેઇ બેઠયા તે પહેલાં તેમણે પોતાની સ્ત્રીને સઘળી વાતથી વાકેફ કરી ...ી, કદાચીત તેઓ સઘળાં પાછાં ત્યાં આવે તો તારથી ખબર આપવા મુંબાઇમાં પોતાને મુકામ કરવાનું સ્થળ લખી આપ્યું હતું. તેઓ વેજીટેરીયન વિચારોના ઉપદેશક હોવાથી તેમને મુંબાઇમાં સારા

વિદ્વાન સદ્દગ્રહસ્થ હિંદુઓ સાથે ઓળખાણ હતી, જેઓની મુલાકાત અને મેમાનગીરી તેમણે લંડનમાં કરી હતી.

તેમની બોટ લગભગ મધ્ય દરિયે આવી પહોંચી ત્યારે બે ત્રણ હોડીઓમાંના માણસો મદદ માટે નિશાની કરતા હતા તે જોઇ બોટ તે હોડીઓ તરફ હંકારી અને પાસે જઇ ઉભી રાખી અને તે હોડીઓમાંના માણસોને ઉપર લીધા. ઉપર ચઢતા માણસોને જોવા હેપી સાહેબ તુતક ઉપર ગયા હતા, તે આવેલા માણસોમાં પ્રથમ રોબર્ટસ આવ્યો તેવીજ તેના ઉપર તેમની નજર પડી કે તે શરમથી નીચે જોઇ તેમની સામે આવી ઉભો.

તેમણે પૂછ્યું રોબર્ટસ, ભૂદેવિ કયાં છે? તેના જવાબમાં ઉડા-ઉપણું લાગ્યુ. ત્યારે તેઓ બોલ્યા તારા મિત્રોએ તારા ઉપર લખેલા કાગળો કયાં છે? તેમાં શું ચોખ્ખું લખ્યું નહતું કે તેણીને તેડીને તમે મુંબાઇ જજો. એમ કહી તેમણે ગજવામાંથી તે પત્ર કહાડી રજુ કર્યો!

જ્યારે તે પત્ર તેણે જોયો ત્યારે તે ગભરાયો અને બોલ્યો ક્ષમા કરો મારા વ્હાલા પિતા તમારી રજા નહિ મેળવવા માટે મે ભૂલ કરી છે પણ મેં તો ભૂદેવિની મરજીથીજ મુંબાઇ જવાનું સ્વીકાર્યું હતું. તે બોલ્યા, તો તેના નામનું વીલ તું મ્હારી ટ્રંકમાંથી ચોરી ગયો છે તે કયાં ગયું? અને ભૂદેવિ કયાં ગઇ?

તે બોલ્યો અમે મુસાફરી શરૂ કર્યા પછી મધ્ય દરિયે અમારી બોટ અકસ્માત સળગી ઉઠી, અને તેમાંથી માત્ર આ હોડીમાંથી ઉતર્યા છે, તેટલાંજ માણસો બચી ગયા. અમે ગભરામણમાં ઉતાવળે

ભૂદેવિની તપાસ કરી હતી પણ તે અમને મળી નહોતી તેથી વખતે તે આગના ભોગ થઇ હશે એમ અમે અનુમાન કરી શકીએ છીએ.

હેપી સાહેબ ધિક્કારથી બોલ્યો તેં તારી બદ ચાલથી મને શરમિંદો કીધો છે, પોતાની એક પૂરી પુત્રીવાળા મ્હારા વ્હાલા મિત્રને તેં દૂખિ કર્યો છે તેં આ દુનિયાં ઉપર જન્મ ના લીધો હોત તો ઘણું સારૂં હતું. તારા જેવાઓથી આખી ઇંગ્રેજ કોમની બદનામી થાય છે.

એમ ગુસ્સે થઇ તેઓ પોતાની કેબીનમાં ચાલ્યા ગયા અને વિચાર્યું કે વિવેક ચન્દ્ર પણ આ વાત જાણતા નથી, અને તેમને વખતે હિંદુસ્થાન નાશી ગયા સંબંધી પત્તો હાથ લાગ્યો હશે, તેથી મેરી અને તેઓ જરૂર મને મુંબાઇ મળશે એમ વિચાર કરતો પોતાના દિકરાની અવિચારી ચાલ માટે વિમાસવા લાગ્યો.

થોડા દિવસ બાદ સ્ટીમર મુંબાઇ પહોંચી ત્યારે ફરીને રોબર્ટસને મળવાની ઇચ્છા થઇ તેથી તેને શોધ્યો પણ તેતો સ્ટીમર લંગર નાખતાંજ ઝટપટ ચાલ્યો ગએલો માલૂમ પડયો. તેથી ના ઇલાજે તે મુંબાઈ બંદરે ઉતર્યો અને પોતાના એક મિત્રને ત્યાં મુકામ કર્યો ત્યાં જમી પરવારી સ્વસ્થ થયા પછી વિવેકચન્દને ત્યાં તપાસ કરાવી તો તેના નોકરોએ જણાવ્યું કે એક માસથી તેમના તરફના કાંઇપણ સમાચાર નથી, આવી ખબરથી તે નિરાશ થયો, અને બીજા દેશોમાં રહેતા પોતાના મિત્રોના ઉપર પત્ર લખી તપાસ કરાવવા તેણે ઘણા પ્રયત્નો આદર્યા તોપણ ત્રણે જણાંમાંથી કોઇનો પત્તો મળ્યો નહિ.

વિવેકચન્દ જ્યારે અમેરીકા હતો ત્યારે ગોપાળના માબાપના જે પત્રો તેમના ઉપર આવતા હતા તેથી હેપી સાહેબ વાકેફ હતો, તેથી

તે દુઃખી વૃધ્ધોને મળવા તેમના મુકામે ગયો ત્યાં અરસપરસ સમાચાર પૂછ્યા પછી સમજાયું કે તેમને તેમના પુત્રોનો કાંઇપણ પત્તો લાગ્યો નથી માટે તેઓ હવે કાશીમાં કાયમનું નિવાસ સ્થાન કરવા જવાની તૈયારીમાં છે. તેમને દિલાસો આપી હેપી સાહેબ પોતાનાં મુકામ ઉપર આવ્યો અને પોતાનાજ પુત્રના પ્રપંચથી જેમનો સર્વનાશ થયાનું તેમને સમજાયું હતું તેમાંના ભૂદેવિના શબ્દો તેમને ઘણા લાગી આવતા હતા. "તે હંમેશાં કહેતી કે હું જ્યારે મ્હારા દેશમાં પાછી ફરીશ ત્યારે ત્યાં સારા પાયા ઉપર એક ગૌશાળા સ્થાપન કરવાની છું." તે વચન તેમને વારે વારે યાદ આવવા લાગ્યું અને તેઓ તેથી તે કામ તેનીવતી પોતેજ પૂર્ણ કરવા માટે પોતાના શ્રીમંત મિત્રોને તેઓ મળ્યા, અને એક ગૌશાળા સ્થાપવાનો પોતાનો વિચાર અને યોજના દર્શાવી તે વિચારોને તેમના સઘળા મિત્રોએ અનુમોદન આપ્યું અને સઘળાઓએ તેમાં મદદ કરવા કબુલત આપી.

આ કાર્ય માટે તેમણે એક જાહેર સભા ભરી અને તેમાં જુદા જુદા વિદ્વાનો તરફથી ગૌસેવા કરવા માટે ઉત્તમ વિચારો દર્શાવ્યા બાદ સર્વે સભ્યોએ હેપી સાહેબ આ વિષય સંબંધી કાંઇ વિચારો દર્શાવશે એમ આશા દર્શાવી અને તાળીઓના ગડગડાટ સાથે તેઓ ઉભા થયા તેઓને ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન હતું તેથી તેજ ભાષામાં તેઓ બોલવા માંડયા. આ સભામાં પુરૂષો તથા સ્ત્રીઓએ મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો.

મ્હારા આર્ય બંધુઓ અને બ્હેનો આજે મારે તમારા સન્મુખ જે બોલવાનું છે. તે સંબંધી તમારા શાસ્ત્રોમાં ઘણું ઉત્તમ રીતે ચર્ચેલું છે તો પણ જ્યારે તમો મારૂં કહેવું સાંભળવા ઉત્સાહી છો

ત્યારે મારે કાંઈક બોલવું જોઇએ.

મારે દિલગીરી સાથે પહેલાંજ જણાવવું જોઇએ કે તમારા તે શાસ્ત્રની સૂચના તમે સઘળા ભૂલી ગયા છો!

કલ્યાણકારી ગાયમાતા વડેજ આ હિંદભૂમિ કીર્તિ અને પવિત્રતામાં શ્રેષ્ટ હક ભોગવતી હતી, જન્મદાતા માતા પોતાના બાળકોની બાલ્યા અવસ્થામાં પોતાનું અમુલ્ય દૂધ આપી પોષણ કરે છે. પણ તે અમુક કાળ પર્યંત, પરંતુ આપણી ગાય માતા કે જે દીર્ઘ કાળ સુધી આપણને તેના ઘી, દૂધ વડે પોષી આપણું શારીરિક અને માનસિક બળ વધારે છે તેનાજ પરિણામે આ હિંદ ભૂમિમાં અનેક નીતિમાન અને બલિષ્ટ નરેશો, ધર્માત્માઓ ઋષિયો, યોદ્ધાઓ, ઉત્પન્ન થઈ આ ભૂમિની શ્રેષ્ટતામાં વધારો કરતા હતા. જ્યાં સુધી ગાય માતાઓ પરના તમારા પ્રેમની અવધિ હતી ત્યાં સુધી તેના બલિષ્ટ પય સેવનના પ્રતાપે આર્ય યુવાનોની બુદ્ધિ અને શક્તિમાં અનહદ વધારો થતો હતો. જેમ જેમ વખત વીતતો ગયો અને જેમ ગાય માતાને વિસારતા ચાલ્યા, તેમ તેમ તમારી તે માતાઓનો અંત આવતો જઈ બલિષ્ટ પય મળતું કમી થઇ ગયું અને ખેતિના ખરેખરા સાધનરૂપ જે એ માતાના પુત્રો બળદના નામથી ઓળખીએ છીએ તેમની ઉત્પત્તિ ઓછી થઇ ગઇ તે કારણથી તમારી ખેતિ ઉપર જબર જસ્ત આઘાત થઇ તેની અધોગતિ થઇ ખેતીની અધોગતિમાંજ દેશની અધોગતિ સમાએલી હોવાથી તમારી દશા અત્યારે વિપરિત થઇ પડેલી છે માટે આવતી અધમ સ્થીતિમાંથી બચવાનો ઉપાય માત્ર "ગૌમાતાનું" પાલન કરવું તેજ છે તમારા ધર્મમાં તથા વૈદિક શાસ્ત્રમાં ગાયને ઉત્તમમાં ઉત્તમ ઉત્પાદક કામધેનુ ગણેલી

છે કેમકે તે જીવતી હોય ત્યારે મનુષ્યની હાજતો પૂરી પાડવાનો અને રોગો દૂર કરી શકવાનો તે અદ્દભૂત ગુણ ધરાવે છે. એટલે કે તેનુ દૂધ, દહિં, માખણ, ઘી, તથા મળ મુત્ર વિગેરે એટલાં બધાં ગુણકારિ છે કે તેનુ વિવેચન કરતાં એક સારૂં પુસ્તક થઇ જાય.

મનુષ્ય માત્રનું જીવન અને દેશની આબાદીનો ખરો આધાર ગાયજ છે કેમકે ગાયથી ઉત્પન્ન થતી વસ્તુની બીલકુલ જરૂર ના પડતી હોય એવો મનુષ્ય કોઇ હશે નહિ. આવી જરૂરની જે ગાય તેનો બચાવ નહિ થાય તો હજુ પણ કંગાલ સ્થીતિ થઇ જશે કેમકે તમે ગમે તેટલા સુધારા કરો ગમે તેટલાં કળા કૌશલ્ય વધારો ગમે તેટલી વિદ્યાઓ શીખો, જોઇએ તો ધર્મોપદેશક થાઓ, ડોકટર થાઓ, બેરિસ્ટર થાઓ, કે કંઇ એન્જીનીયર થાઓ પણ ખાવાને અન્ન કે દૂધ નહિ મળેતો તમારી બધી વિદ્યા નકામી થઇ પડશે. માટે પ્રથમ તમારે પેટનું પોષણ કરનારાં સાધનો વધારવાં જોઇએ; મેં સાંભળ્યું છે કે હિંદુસ્થાનમાંના ઘણા ભાગે ગરિબ ખેડૂતો ભૂખમરો વેઠે છે, તે દૂર કરવા માટે ગાયોના રક્ષણની ખાસ જરૂર છે. તેના રક્ષણથી સારા બળદો ઉત્પન થશે અને તેથી ખેતિની આબાદી થઇ વધારે અનાજ ઉત્પન્ન કરી શકાશે. તેના વડેજ તમારા દેશની સ્થીતિ સુખ ભરી માલૂમ પડશે. તમારા દેશમાં દર વર્ષે લાખો ગાયો કસાઇઓના હાથમાં જાય છે તે પૈકી સારી નિરોગી લાખો ગાયોનો વધ થાય છે અને રોગી ગાયો રહે છે. વળી તેમની સારી માવજત થતી નથી તેમને પૂરો ઘાસ ચારો મળતો નથી અને ઓલાદ (વંસ) લેવાને બીન કાળજી રખાય છે. માટે ઓલાદ ઉતરી ગઇ છે અને ગાયો તથા બળદોની મોંઘવારી થઇ છે.

તમારા હિંદુસ્થાન દેશમાં પરા પૂર્વેથી દરેક ગામે "મહાજન" એ નામથી ઢોરો તરફ દૃષ્ટિ રાખનારૂં ફંડ રહે છે પહેલાં એ ફંડમાંથી હજારો વીઘા જમીન પડતર ઘાસ ઉગે તેની રાખવામાં આવતી સારી ઓલાદ ઉત્પન્ન કરવા માટે ઉંચી જાતના સાંઢો તથા ગાયો તેમાં રાખવામાં આવતાં અને તે મંડળ દેશની આર્થિક સ્થીતિને આબાદ કરવા તન, મન, અને ધનથી મદદ કરતું પોતાના ખેડૂત બંધુઓને ઉન્નત દશાએ પહોંચાડવા તથા ગામના માણુસોને સસ્તુ અને તાજું દૂધ પૂરૂં પાડવા તે મંડળ પ્રયત્નો કરતું. તથા ભૂખે રીબાવતા માણુસો પાસેથી તથા તેમનો નાશ કરનારાઓ પાસેથી ગાયોને વેચાતી લઇ તેમની આબાદી કરતા. અત્યારે તે મહાજનની સ્થીતિ તપાસીશું તો જણાશે કે દરેકને સારા અથવા નબળા આખલાઓ તેમાં મૂકી જવાની પૂરી છુટ છે તેમને ચરવાની તથા રહેવાની કસી પણ જોગવાઇ તેઓ ધરાવતા નથી માત્ર ધર્મના બહાંના નીચે તેઓ ગરીબ ખેડૂતોના પાકનો નાશ તે મહાજનીઆ ઢોરોથી આડકતરી રીતે કરાવે છે. તથા દેશની ગાયોની ઓલાદ બગાડવા પોતાના ધર્મના બહાનાં નીચે પ્રયત્ન કરે છે. આવા મહાજનોએ પણ સમય વિચારી પોતાની ગાયો પ્રતિની ફરજને અદા કરવી જોઇએ અને પૂર્વે હજારો વીઘા જમીન રાખી જે ઉંચી ઓલાદની ગાયો તથા સાંઢો ઉત્પન્ન કરતા હતા ને તેથી દેશની આબાદીમાં જે વૃદ્ધિ થતી હતી તેવું ન્યાયપૂર્ણ કાર્ય તેમણે પણ ઉપાડી લેવું જોઇએ. કારણકે તેમની પાસે મહાજનના ફંડનાં જે નાણાં હોય છે તે આડકતરી રીતે ખરેખરાં ખેડૂતોનાંજ છે અને તમારા દેશના વાણીઆઓનું લોહી ખેડૂતોનાં લોહીનાં છેલ્લામાં છેલ્લા ટીંપાનુંજ બનેલું છે. માટે હાલનાં તમારાં મહાજન

મંડળો ધર્મના બહાના નીચે ખેડૂતોની અને ગાયોની ઓલાદની સ્થીતિને બગાડનારાં બન્યાં છે એ પણ દેશની દારિદ્રતામાં વધારો કરનારૂં પગલું છે. માટે તમારે તમારી ગાયોની ખાતર તમારાં મહાજન મંડળોમાં સમય પ્રમાણે સુધારો કરવો જરૂરનો છે. હજારો રૂપિયા ઉધરાવવામાં અને મોટી રોકડ સિલકો બતાવવામાં ગાયનો કે દેશનો ઉદ્ધાર નથી હજારો રૂપિયાના માઝનનાં મકાનોથી કાર્ય સોભી ઉઠતું નથી પણ ઉચ્ચ રીતે બહોળા પ્રમાણમાં ગોપાલણા કરવાથીજ ગરીબોનો તેમ દેશનો ઉદય છે. એ તમારામાં વપરાતા **જેગોપાળ** શબ્દથી હમેશ સંભારી રાખવું જોઇએ, તમારાં મહાજન મંડળોની મુડી, ગાયોની આબાદી તરફ, ઓલાદ સુધારવા તરફ પાળેલી ગાયોનું દૂધ સસ્તું ગરીબોને ગામે ગામે પૂરૂં પાડવા તરફ તથા ખેડૂતોને સસ્તા વાછરડા પૂરા પાડવા તરફ વાપરવા જોઇએ. અને એજ ખરેખરી દેશ સેવા કરનારાં મંડળો ગણાવાં જોઇએ. જ્યાં સુધી ધર્મ ભાવનામાં દેશ સેવા નહિ નિહાળો ત્યાં સુધી તમારા દેશનો તમે કદિ ઉદય કરી શકવાના નથી.

તમારો પરા પૂર્વથી ચાલતો આવેલો ઘરદીઠ ગાય પાળવાનો રીવાજ બંધ કર્યો છે, ખેડૂતો મોટે ભાગે ભેંસોનુંજ સેવન કરે છે. તમારા દેશની ગાયો જેટલી છે તેટલી પાળવાનો મુખ્ય આધાર માત્ર ભરવાડ કે રબારી ઉપર અવલંબી રહ્યો છે. જે રબારી લોકો મહાન કષ્ટો વેઠી ગાયો પાળે છે. તેમની સ્થીતિ તપાસીએ.

ખેડૂતોને બળદો પૂરા પાડવાનું કામ તેજ રબારી લોકો અત્યારે કરે છે. તેઓને આઠ દસ માસ ડુંગરોમાં કે ખીણોમાં મોટાં કષ્ટે ગાયો ચરાવવા જવું પડે છે. દરેક ગામની સીમમાં તપાસ કરશો

તો જણાશે કે દરેક ગામે સારી ગૌચર જમીનનો નાશ થતો ચાલે છે. ખેડૂતોની લોભવૃત્તિ અને રાજાઓની લોભવૃત્તિથી ગામની ગાયોને ઉભું રહેવાનું કે ચરવા જેવું ઠેકાણું નથી. રબારી લોકોને ઉપર આભ ને નીચે જમીન છે. ખેડુતોનાં ઢોરની આબાદી માટે દરેક રાજ્યે સારાં અને બહોળા પ્રમાણમાં ગરીબ મૂંગા જાનવરો માટે ગૌચર વસાવવાં જોઇએ. ખેતીનાં જાનવરોની આબાદીથીજ ખેડુતો આબાદ બને છે અને ખેડુતોની આબાદીથી રાજ્ય આબાદ બને છે. માટે સારા પ્રમાણમાં ગૌચર ના રાખવાં એ રાજ્યની આબાદી પર ઘા પાડવા જેવું છે. ગાયોને ઉછેરનારા રબારી ખેતીના આધાર રૂપ છે, જે પાયમાલ સ્થીતિ આપણા દેશના રબારી લોકોની છે તે જો ચાલુ રહેશે તો, તેઓનો તથા દેશની ગાયોનો નાશ થશે ? માટે રાજ્યે પણ પોતાની હદમાં ડુંગરાઓમાં, ખીણોમાં, અને નદિયોમાં તથા સરહદ ઉપર નકામી પડી રહેલી જમીનમાં ગૌચર જાહેર કરી દેવાં જોઇએ અને ગાયોને મોટા પ્રમાણમાં પાળનારા રબારી કે ભરવાડ લોકોને છુટથી તેવી જમીનનો ઉપયોગ કાંઇપણ બદલો લીધા સીવાય કરવા દેવો જોઇએ.

અત્યારે પણ તમારા દેશમાં જે રબારીઓની સ્થીતિ મારપીટ જેવી થઈ રહી છે અને દુકાળો જેવો પ્રસંગ તેમના ઉપર અમલ ચલાવી રહ્યો છે, તેથી તેમનો જો નાશ થશે તો તમે નક્કી સમજજો કે બળદો વિના ખેતીની દુર્દશા થશે.

તમારા દેશમાં સારી ઓલાદની મોટી મોટી ગોશાળાઓ સ્થાપો; તેના ખર્ચ માટે ફંડો સ્થાપો અને ભવિષ્યની ઉત્પાદક ગોશાળાઓ બનાવો ગાયો માટે હજારો વીઘા જમીન રાખો, તેના માટે મોટી

મોટી લીમીટેડ કંપનીઓ સ્થાપો, અને ગાયોની સુખ ભરી આબાદી કરી તમારા દેશમાં ઘી અને દૂધની નીકોને વહેવરાવો અને ત્યારે ત્યારેજ નકી સમજજો કે તમારા દેશની આબાદી થવા માંડી છે.

હાલમાં પણ યુરોપ, અમેરિકા, જાપાન, આફ્રિકા વિગેરે ઠેકાણે દૂધ, ઘી માટે ગાયોજ પાળવામાં આવે છે. તેથી યુરોપ, અમેરીકા, જાપાન, વિગેરે દેશોના લોકો અત્યારે જાહો જલાલી ભોગવે છે, અને નવી નવી શોધ્યો કરી શકે છે માટે ગાયો પાળીને તેનું દૂધ ઘી વિગેરે ખોરાકમાં લેવું ફળદાઇ છે, તમારે ત્યાં યંત્રોથી ખેતી થઈ શકે તેવાં મોટાં ખેતરો નથી તેમજ તેમાં મોટી મુડી રોકવાની જરૂર પડે તે રોકવાની શકિત નથી, તેની સાથે ગાય બળદ ઓછા થવાથી તેનું મળ, મુત્ર જે ખાતરમાં લેવાય છે તેની ખોટ પડીને દેશને નુકશાન પહોંચે છે.

તમે સઘળા એમ સમજતા હશો કે પાશ્ચમાત્યો બધાજ માંસ· હારી છે તે તમારી ભૂલ ભાગવા માટે આજે હું તમારી સમક્ષ ખુલાસો કરૂં છું. હું ધારૂં છું કે આપણે હજુ એક મેક સાથે હળી ગયા નથી અને તેથી એક મેકના વિચારો આપણે અરસ પરસ જાણવા પામ્યા નથી, ઘણા ભાગે ઇંગ્રેજો અમલદારો અથવા નોકરી તરીકેનું કામ બજાવવા આ દેશમાં આવેલા છે. તેઓ વારા ફરતી સેંકડો વર્ષોથી તમારૂં અનાજ ખાઇ ગએલા છે પણ તમારા ગુણથી તેઓ અણુમાહિતગાર હોવાથી તેઓ તમારા તરફ પ્રેમ દર્સાવી શક્યા નથી· તથા મેળવી પણ શકયા નથી. ગમે તો તેને તમે અભિમાન કહો અથવા અજ્ઞાનતા કહો તો તે વાજબીજ ગણાશે.

તેઓ આદેશમાં પગ મૂકતાંજ વૈભવો મેળવવાને ભોગવવા લુબ્ધ બની જાય છે તેથીજ તમારા દેશની ગરિબાઇ તેઓ સમજી શકતા નથી જો તેમણે ખરેખર તમારા દેશની ખેતિવાડી ખીલવવા તરફ લક્ષ આપ્યું હોત તો જરૂર તેઓ પહેલાંજ ગૌવધ બંધ કરાવ્યો હોત, અને તમારા દેશમાં કપાતી ગાયોનું માંસ જથાબંધ ડબાઓમાં ભરી પરદેશ તે માંસનો વેપાર કરનારી કંપનીઓનો ઉચ્છેદ તેમણે કર્યો હોત. પણ જ્યારે તેઓ તે બાબતમાં કાંઇપણ પગલું ભરવાને અશક્ત છે અથવા આંખ આડા કાન જાણુવા છતાં કરે છે તો ગાયોની આબાદી કરવા માટે તમારે કટીબદ્ધ થવું જોઇએ અને ગૌહત્યારી પરદેશ કંપનીઓ ગાયો વેચાતીના મેળવી શકે તે માટે તમારે ઘરમેળે બંદોબસ્ત કરી લેવો જોઇએ.

અમારામાંના ઘણા વિદ્વાનો તમારી આ દશા સમજે છે, અને તેમણે ઘણા મોટા સમુહે માંસ ખાવું છોડી દીધું છે અમારા સાયન્સે અને મ્હોટા ડાકટરોએ સિદ્ધ કર્યું છે કે માંસાહાર મનુષ્ય માટે નિરૂપયોગી તથા રોગ ઉત્પન્ન કરનાર છે તેથી લાખો યૂરોપીઅનોએ માંસ ખાવાનું છોડી દીધું છે. અને માંસ ખાવાથી થતા ગેરફાયદા સમજાવવા યુરોપમાં મોટી સંસ્થાઓ બહાર પડી છે તેમાંની એક સંસ્થાનો હું હિમાયતી છું હું તે બાબતમાં સમજ્યો ત્યારથી માંસના સામે પણ જોતો નથી મારૂં આખું કુટુંબ વનસ્પત્યાહારી છે.

ઘણા અજ્ઞાન માણુસોનાં દગ્ધોદર પૂર્ણ કરવા માટે ઘણી ગાયોની કતલ તમારા દેશમાં થાય છે તે લાગણીથી ઘેરાઇને આજે તમારી સાથે વાત કરવા આ સભામાં હાજર થયો છું. તે થતી

કતલ આપણે શી રીતે ઓછી કરી શકીએ તે માટે આપણે સર્વેએ ભેગો વિચાર કરવો ઘટે છે. ઇ. સ. ૧૮૯૩ માં આગ્રા મ્યુનિસિપાલીટીના માનપત્રના જવાબમાં હિંદુસ્થાનના નામદાર મહેરબાન વાઇસરોય લાર્ડ લેન્ડડાઉન સાહેબ પણ ગૌરક્ષા સંબંધે નીચે પ્રમાણે બોલ્યા હતા.

" આ દેશના ઘણા ખરા રહેવાશીઓની દ્રષ્ટિમાં ગાય પવિત્ર પ્રાણી ગણાય છે એટલુંજ નહિ પણ તેણીને પ્રીતિની લાગણીથી પુજા કરવા લાયક પ્રાણી ગણે છે. જે હકીકતને અમે પણ કબુલ રાખીએ છીએ અમારા જાણવામાં છે કે તેઓ તે પ્રાણીને તેઓની આસ્થા કે ભક્તિનાં ચિન્હને સંગ્રહ તરીકેજ ફક્ત પૂજે છે એમ નથી પરંતુ હિંદુસ્થાનની આર્થિક વ્યવસ્થામાં તે ભાગ લે છે તેટલા માટે તેની પૂજા કરે છે.

ઉપરના તેઓ નામદારના વચનામૃતથી ગાય ઉપરનો તેમનો પ્રેમ જણાઇ આવે છે.

એવી રીતે સેંકડો દાખલાઓ વિદ્વાન દાકતરના છે પણ સમયના અભાવે હું તે સઘળા વર્ણવી શકવા અશક્ત છું.

તમારા દેશમાં, એક ગૌપાલન સંસ્થા સ્થાપવાનો મારો ઉદ્દેશ છે મને આશા છે કે તમો સર્વ કોઇ તે કાર્યમાં મને મદદ કરશો એમ માગણી કરી પોતે બેશી ગયા.

ત્યાર બાદ સર્વ સભાસદોએ ગૌપાલનના કાર્ય પ્રતિ સહાનુભૂતિ બતાવી તેથી હેપી સાહેબ બોલ્યા કે—

" ભૂદેવિ ગૌપાલન સંસ્થા " સ્થાપવા માટે હું એક લાખ

રૂપિયાની રકમ તેમાં ભેટ આપું છું. ત્યાર બાદ બીજા ગ્રહસ્થોએ પણ હજારો રૂપિયાની ભેટ ઝાહેર કરી અને જોતજોતામાં લાખો રૂપિયાનુ ફંડ ભરાઇ ચુકયું—

સભા બરખાસ્ત કરવામાં આવી અને હેપી સાહેબે એક વર્ષમાં તો એક મોટા પાયા ઉપર ગૌશાળા સ્થાપન કરી ને ગાયોના પોષણ અર્થે બહોળી પડતર જમીન રાખી, સાથે સુધરેલી રીતથી ખેતી કરવાનું કાર્ય પણ સામેલ કર્યું અને બહોળુ પાણી બોરીંગથી જમીનમાંથી મેળવી દુકાળ સામે બાથ ભીડી શકે તેવી "ભૂદેવી ગૌપાલન સંસ્થા"ની ગૌશાળા કરી, વળી તે નાણાંમાંથી ગાયોથી થતા ફાયદા સબંધી તથા તેની પ્રતિપાલણા કરવા સબંધી અને કતલ થતી ગાયોને બચાવવા સંબંધી અનેકાઅનેક પુસ્તકો છપાવી આખા હિંદુસ્થાનમાં પ્રચાર કરવા માંડયા બીજે વર્ષે તેઓ ગૌપાલનના કાર્ય માટે જગજાહેર થયા અને ઘણી ગાયોની પ્રતિપાલણા કરવા લાગ્યા.

હે પરમાત્મા આવા ધર્માત્મા ઇંગ્રેજોને અમારા દેશમાં તું મોકલ અને તેમની સદ્‌બુદ્ધિમાં તું વૃદ્ધિ કર અને ગાયોનું દુઃખ ટાળવા તથા તેની કતલ થતી અટકાવવા તેમને તું કામે લગાડ કે જેથી અમારા ભૂખે મરતા આર્ય ખેડુતોમાં નવું જીવન આવે.

વળી જે મુસલમાન ભાઇઓ ઘણા વર્ષોથી આ દેશ પોતાનો કરીને રહ્યા છે તેઓમાંના મોલવી, અહમદ બુખતાર સાહેબે "બરકત વગેરે હકીકત" એ નામનું પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં કુરાને શરિફ તથા હદીસ વિગેરેનાં પ્રમાણુ આપીને, ગાયનું માંસ ખાવું એ હક નથી એમ બતાવ્યું છે અને જણાવ્યું છે કે ગાયોની હિંસા નહિ કરતાં જો તેનું પાલન કરવામાં આવે તો તેથી દેશ ઘણોજ આબાદ

થાય ઘણા પ્રતિષ્ટીત મુસલમાન ભાઇઓ કદી પણ ગૌ માંસ ખાતા નથી, અવળે રસ્તે દોરવાઇ ગએલા અમારા મનુષ્ય બંધુઓને પરમેશ્વર સદ્બુદ્ધિ આપો કે જે આ હાનિકારક અને નિંદવા લાયક ગૌવધનો જલદી અંત આવે.

ઐતિહાસીક સાબીતી માટે પણ જાપાનનો દાખલો પણ અનુકરણીય છે. ડો. જી. એફ. રોજર્સ, એમ. ડી. કેંબ્રીજમાં મળેલી સભા તા. ૧૨—૫ સને ૧૯૦૫ માં જણાવે છે કે ૧૩૫ વર્ષથી હું ફળાહારી થયો છું અને તે વખતથી મ્હારી બુદ્ધિ પ્રથમ કરતાં વધારે તેજ થએલી છે, અને મ્હારી તનદુરસ્તિ ઘણીજ સારી છે., મને કાંઇપણ ગેરફાયદો થયો નથી પરંતુ ફળા હારી થવાથી મને દરેક રીતે ફાયદા થયા છે વૈદ્યશાસ્ત્રીઓ માંસમાં અમુક પ્રકારનું ઝેર હોવાના નિર્ણય ઉપર અવતા જાય છે.

"સહનસિલતા એ ફળાહારીની એક છાપ છે" હું ધારૂં છું કે જાપાનની રૂસિયા વિરૂદ્ધ જે લડાઇ થઇ તેના દાખલાથી તમને વધારે બીજો સારો દાખલો નહિ મળે કે માંસ તથા દારૂ લોકોને સારા લડવાયાઓ બનાવે છે તે લોકોની એક ભૂલ ભરેલી માન્યતા છે.

વળી ડો. એફ. એ. પાચેટ કહે છે કે મનુષ્ય ફળાહારી છે તે સત્યતાથી કહેવાએલું છે તેના આંતરડાની બારીક તપાસ અને તે બધા ઉપરાંત તેના દાંતની રચનાની ઉપરથી વાત સ્પષ્ટતાથી સાબિત થાય છે.



# પરિચ્છેદ ૧૦ મો.

---

## પ્રેમ પ્રતિજ્ઞા.

જ્યારથી ગોપાળની પર્ણકુટીની આજુબાજુ જંગલી લોકોએ મુકામ નાખ્યો હતો તેમનાં બધા બાળકો સાથે ભૂદેવી અતિ હળી ગઇ હતી બચ્ચાંને તે રોજ પોતેજ જમાડતી, તેમ તેમને શુદ્ધ બોલતાં શીખવાડતી; તથા તેમને ભણાવવાનું શરૂ કર્યે આજે બે વર્ષ થઇ ગયાં હતાં. તેઓને બરોબર અક્ષરજ્ઞાન તથા હિસાબી માહીતી આપતી હતી, બધી સ્ત્રીઓને તેણે સભ્યતા શીખવી હતી અને તેમને જોઇતું અનાજ આપી સારૂં રાંધતાં શીખવાડયું હતું.

ગોપાળની પાસે સાતમે વર્ષે કુલ્લે સોળ પશુઓ હયાત હતાં તેમાંથી બે ગાયો પોતે રાખી બાકીની સઘળી ગાયો બધા માણુસોને અમુક અમુક વચ્ચે આપી દીધી તેમનું દુધ તેઓ સઘળાં વહેંચી લેતાં હતાં.

ભૂદેવીએ સઘળી સ્ત્રીઓને બે વર્ષમાં બરોબર ઉત્તમ રીતની પતિભક્તિ શીખવાડી હતી અને તેથી સઘળા માણુસો તે બંન્ને જણાંને સ્વર્ગના ફેરસ્તા સમાન ગણતાં હતાં.

ભૂલી પડી ગએલી બોટવાળાઓ પાસેથી મળેલાં કપડાંમાંથી બધાં છોકરાંઓનાં બની શકતાં કપડાં ભૂદેવિએ જાતેજ તૈયાર કરી તેમને પહેરાવતી હતી, અને બચ્ચાંની તમામ પ્રકારની વ્યવસ્થા પોતે રાખતી હતી. અને સઘળાં બચ્ચાંઓ તેને મૂકીને પોતાની માની પાસે જવા જરા પણ રાજી નહોતાં એટલાં હળી ગયાં હતાં.

ગોપાળ સઘળા પુરૂષો પાસે સારી રીતે ખેતી કરવાનું કામ લેતો હતો, અને તેમને ખેતી કરવાની સારી રીતિઓ શીખવાડી હતી. સઘળા એકજ કુટુંબના હોય તેમ ભાગે આવેલું કામ ઉત્સાહ પૂર્ણ કરતા હતા, અને સેંકડો મણ અનાજ તેઓ પકવતા હતા. જ્યારે બે વર્ષ તે લોકોને આવી વસ્યાને પૂરાં થયાં ત્યારે ભૂલા પડી આવીને ગએલા મુસાફરો પાછા આવેલા જણાયા. ગોપાળ તેમને તેડી લાવ્યો અને કુશળ સમચાર પૂછ્યા, તેમની આગતા સ્વાગતા પૂર્ણ રીતે કરી.

પછી તે લોકોએ જણાવ્યું કે તમારા માટે સો ગાયો અને પચાસ સાંઢો ખેતી માટે ઉપયોગી થાય તેવા અમે લેતા આવ્યા છીએ તથા તે સાથે વરાળયંત્રથી ચાલતાં હળો તથા પાણી કાઢવાના પંપનાં સાધનો પણ લાવ્યા છીએ તેને ગોઠવવા અને મકાનો બાંધવા માટે સાથે ઇજનેરોને પણ લાવવા ચુકયા નથી. ગોપાળે તેમનો ઉપકાર માન્યો. કુલ્લે સાંધનો બોટમાંથી બધા માણસોની મદદ વડે તેના આશ્રમ પાસે લાવ્યા.

પર્ણકૂટી આજે પાતરાંના બદલે માટીની ભીંતોથી બનાવેલી હતી, પોતાના સાથે વસી રહેલા જંગલના લોકોને સરખે ભાગે સર્વે ગાયો તથા સાંઢો વહેંચી આપ્યા, ને જે અનાજ પકવી મૂકી મોટો જથો સંગ્રહ કરી રાખ્યો હતો તેમાંથી જોઇતું અનાજ રાખી બાકીનું તે બોટમાં ભરાવી દીધું, તેની સાથે વસેલા સર્વે માણસોને 'પૂરૂં પડે' તેટલું પહેરવા તથા તથા ઓઢવાનું કાપડ પણ તેમને જથાબંધ, મળ્યું, કપડાં સીવવાના સંચા પણ તેમને મલ્યા હતા એમ વ્યવહારિક બધી ચીજો પુરતી તેમને મળી હતી. બોટના સોદાગરો મારફત ગોપાળ-

ને ખબર મળી કે આ બેટ હિંદુસ્તાનથી જુદો ગણાતો નથી, તેમણે જણાવ્યું કે હાલ અમે અમેરિકા જઈશું ત્યાંથી અમારે જેટલો માલ લેવો ઘટશે તેટલો લઇને અહિં પાછા આવીશું ગોપાળે તેમને કેટલાક પત્રો આપ્યા તેમાં એક પત્ર પોતાનાં માતા પિતા ઉપરનો હતો, ને એક વિવેચન્દ્રના નામનો તથા બે ત્રણ પોતાના મિત્રો ઉપરના હતા તેમાં પોતાની તથા ભૂદેવિની સવીસ્તર હકીકત વર્ણવી હતી અને તેનો જવાબ સદર બોટની કંપનીની મુખ્ય ઓફીસે અમેરીકામાં માગ્યો હતો. બોટના કેપ્ટને સદર બેટનું નામ, સ્વર્ગભૂમી તરીકે બતાવ્યું હતું—સર્વ કામ અટપી બોટ અમેરિકા વિદાય થઇ.

જંગલી ગણાતાં મનુષ્યો અત્યારે ગામડાના સુધરેલા લોકો જેવા બન્યા હતા, અર્થાત ઘણા સુધરી ગયા હતા. તેમને યથાઘટિત કપડાં પહેરવા મળયાં હતાં અને સર્વ સાધન તેમને ભૂદેવિએ હવે પોતાના સાધનમાંથી સરખે હીસ્સે પુરાં પાડયાં હતાં તેઓને હવે ભૂદેવિની ભાષાનુ જ્ઞાન સારૂં થયું હતું. તેમનાં કરતાં તેમનાં છોકરાં બહુ ચોખ્ખું બોલતાં હતાં.

તેઓની મદદથી ઇજનેરોના કહ્યા પ્રમાણે જંગલનાં કાષ્ટ ભેળાં કરી ઇંટો તથા ચુનો તૈયાર કરાવ્યો અને ત્યારબાદ સઘળા માણસોની સામગ્રી મદદથી જરૂર પુરતાં મકાનો બાંધ્યા. ગાયોને રહેવાના ઓરડા ઇંટ ચુનાથી બંધાવ્યા હતા, જંગલી મનુષ્યોને હવે ઇંટ બંધી ઓરડીઓ રહેવા તૈયાર થઇ, દરેકના ઘર આગળ એક એક ગાય ઉત્સાહથી સેવાવા લાગી, અને ખેતીનું કામ યંત્રોથી ધમધોકાર ચાલવા માંડ્યું. જે જગોએ પર્ણકુટી હતી ત્યાં ગોપાળ માટે સુંદર બંગલો બંધાઇ ગયો હવે ભૂદેવિ તથા ગોપાળ નવી સૃષ્ટિ અનુભવતાં દ્રષ્ટિ-

ગોચર થયાં. તોપણ ગાયોની સેવા પોતાની જાતેજ કરવા ચુકતાં નહી. અને સર્વ સાધન સંપન્ન બનેલાં ઉલ્લાસથી બન્ને જણાં દરેક વ્યવસ્થા ઉપરની પૂર્ણ દેખરેખ રાખતાં, હવે તેમને શિરેથી જાત મજુરી ઉતરી ગઇ હતી, અને વ્યવસ્થા રાખવા સંબંધીની બુદ્ધિ કેળવવાની બીજી નિશાળમાં દાખલ થયાં હતાં, અને સર્વ વાતે પોતાની ઉત્તમ રીતે ફરજ અદા કરતાં હતાં. ગાયો ઉપરના પ્રેમની ખાતરજ ગોપાળને આ વૈભવશાળી ઉદ્યોગ પ્રાપ્ત થયો હતો.

ત્રણેક માસે અમેરિકા ગએલી બોટ પાછી આવી અને તેમાં જોઈતી સામગ્રી આવી હતી તે ઉતારી લીધી અને લેવડ-દેવડનો હિસાબ કરતાં ગોપાળના ખાતે કંપનીમાં સારી રકમ જમે થએલી માલુમ પડી. તે સર્વ તેને ચૂકાવી આપી સાથે ગોપાળના નામના બે પત્રો આવ્યા હતા, તેમાં હેપી સાહેબનો એક પત્ર હતો તેઓએ લખ્યું હતું કે તમારી હયાતીના કુશળતા ભર્યા સમાચાર જાણી મારા હૃદયનો ભાર ઓછો થયો છે. જો કે આપણે એક વખત લંડનમાં વેજીટેરીયન ઓફિસમાં મળ્યા હતા તે વખતના તમારા ઉમદા વિચારોએ મારૂં હૃદય જીતી લીધું છે, અકસ્માતના ભોગ થયા પછી ગાયમાતાના પ્રતાપે તમે જે હાલ આદર્શ જીવન ભોગવો છો તેથી હું તમને ધન્યવાદ આપું છું, ભૂદેવિને પડેલા દુઃખ માટે હું દીલસોજી ધરાવું છું.

હું લખવાને દિલગીર છું કે મારા મિત્ર વિવેકચંન્દ્રનો હજુ કશો પત્તો નથી મળ્યો, તેમ તમારા ભાઇ વિદ્યાવિનોદ સંબંધી પણ કાંઇ પણ ખબર મળી નથી, તમારા માત પિતાએ તમારા વિયોગના દુખે છેલ્લી જીંદગી ઇશ્વર ભજનમાં ગાળવા કાશી ક્ષેત્રમાં

નિવાસ કરેલો છે એવું સાંભળવાથી તમારી હયાતીની ખબર આપવા હું કાશી ગયો હતો. પણ તેઓ થોડા માસથી તિર્થયાત્રા કરવા નિકળી પડયાં છે માટે લાચારીએ પાછો ફર્યો છું તમે તમોને પ્રાપ્ત થએલી ભૂમી ઉપર ગૌ સેવાનું કાર્ય આરંભ્યુ છે તે બીના સર્વ જાણી હું ઘણો મગરૂર છું.

મેં પણ "ભૂદેવિ ગૌપાલન સંસ્થા" અહિં સારા પાયા ઉપર સ્થાપન કરી છે અને હાલ તે પૂર્ણ રીતે આબાદ થઇ છે. હજુપણ તે સંસ્થાને ઉન્નત સ્થીતિએ પહોંચાડવાનો પ્રયત્ન કર્યા કરૂં છું મને આશા છે કે હવે તમે જલદી આવી તમારી મૂલાકાતનો લાભ આપશો, મને જ્યારે વિવેકચન્દ્ર સાથે ગએલી મારી દિકરી મેરી સાંભરે છે ત્યારે ઘણું દુઃખ થાય છે પણ તેમાંનું સઘળું કારસ્તાન મારા પુત્ર રોબર્ટસનું હતું એમ જાણી હું ઘણોજ ગમગીન છું. ભૂદેવિની તમે સંભાળ રાખજો અને તેમને સાથે હિંદુસ્થાન તેડતા આવજો, તેમના પિતાની પેઢીઓમાં તેમના નિમકહલાલ મુનિમો નફાકારક ધંધો ચલાવ્યે જાય છે, જ્યારે ભૂદેવિની હયાતીનો તમારો લખેલો પત્ર તેમણે વાંચ્યો ત્યારે તેઓ અનહદ ખુશી થયા હતા. તેમણે પણ ભૂદેવિને લેઇને જલદી હિંદુસ્થાન આવવા તમોને પત્ર લખ્યો છે. ભૂદેવિની સંભાળ રાખજો અને જેમ બને તેમ વેળાસર આવશો વિગેરે વિગેરે—પત્ર વાંચ્યા બાદ તેણે ભૂદેવિને આપ્યો ભૂદેવિ પોતાનાં પિતા માટે દિલગીર થઇ અને આખમાંથી આંસુઓ ટપકવા માંડયા, ગોપાળ ઉભો થયો અને તેને મીઠા શબ્દોથી ધીરજ આપી પોતાને હાથે રૂમાલ વડે તેનાં આંસુઓ લોહી નાખ્યાં, અને કપાળ ઉપર અજાણતે એક મધુર ચુંબન લેવાઇ ગયું.

બીજો પત્ર તેના મિત્રનો હતો તેમાં પણ હેપી સાહેબના લખ્યા મુજબ જણાવ્યું હતું. ત્રીજો પત્ર ભુદેવિના પિતાનાં મુનીમનો હતો, તેમાં લખ્યું હતું કે અમે થોડા રોજમાં ભુદેવિને તેડવા તમારા તરફ આવનાર છીએ અમારા માનવંતા શેઠનો હજુ કશો પત્તો લાગ્યો નથી અને મેરીના વિયોગે હેપી સાહેબ પણ દુઃખી છે. હેપી સાહેબે હિંદુસ્થાનમાં "ભૂદેવિ ગોપાલન સંસ્થા" સ્થાપન કરી છે તેમાં અમે પણ ઘટિત મદદ આપી છે. આવા પરમાર્થિ ઇંગ્રેજોને પરમાત્મા દીર્ધાયુષિ કરો, અમારા માલીકનો હજુ કશો પતો મળ્યો નથી અને ભૂદેવિ બહેન હવે ઉમ્મર લાયક થયાં છે તેથી તેમનાં યથાવિધિ લગ્ન કરી અમારા માથેથી, તેમની મીલ્કતનો બોજો ઉતારવા માગીએ છીએ. અમારા વ્હાલા શેઠે અમેરિકામાં ભૂદેવિના નામનું વીલ કર્યું છે અને હેપી સાહેબે અસલ ખોવાયું છે એમ બતાવી ત્યાંથી નકલ મંગાવી આપી છે વિગેરે વિગેરે.

સદર પત્ર જ્યારે પૂરો વંચાઇ રહ્યો ત્યારે ભૂદેવિ ખુરશી ઉપર ફસડાઇ પડી અને બેભાન થઇ.

ગોપાળે તેને બોલાવી જોઇ પણ તેતો બેભાન જણાઇ ત્યારે તેને બાથમાં લઇ ઉચકીને પથારીમાં સુવાડી યોગ્ય સાધનોથી સારવાર કરવા માંડયો, થોડીવારે આંખ ઉઘાડી ત્યારે ગોપાળ ખુશી થતો તેના માથાપર હાથ ફેરવવા લાગ્યો તેની આંખ્યોમાંથી નવધાર આંસુઓ વહેવા લાગ્યાં અને ડચકાં ખાવા લાગી ગોપાળ આશ્વાસન આપવા લાગ્યો તોપણ તે કાંઇ પણ બોલી શકી નહિ અને રોતી પણ બંધ રહી નહિ ત્યારે તેનું માથું ખોળામાં લેઇ તેને દિલાસો દેવા અનેક રીતે પ્રયત્ન કરવા લાગ્યો.

થોડીવારે તે શાન્ત થઇ તેને જેમ તેમ બેઠી કરી અને પૂછ્યું, તમે આમ એકદમ શા માટે ગભરાઇ ગયાં છો દુઃખના ડુંગરો આડે આવે પણ નાહિંમત થવું નહિ.

તમને દુઃખી જોઇને મારૂં હૃદય વિંધાઇ જાય છે તમે શું નથા જાણતાં કે મારો બંધુ તથા મારાં માતાપિતા સંબંધી મને કાંઇપણ માહિતી મળી નથી. તે સર્વે દુઃખ માત્ર તમારૂં આનંદી મુખ જોઇને હું વિસારૂં છું. તમે જ્યારે દિલગીર થાઓ છો ત્યારે મને દુઃખ થાય છે? એમ કહેતાં ગોપાળની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં. તેથી તે છુપાવવા તેણે મોઢું આડું ફેરવ્યું.

તેની દિલગીરી ભૂદેવિએ પારખી લીધી અને ઝટ દઇ તેને ગળે વળગી પડી અને બોલી. તમે દિલગીર થશો નહિ તમને દુઃખ થાય તેવું વર્તન હું રાખીશ નહિ? હું શાથી દિલગીર થઇ હતી તે હું તમને કહી શકતી નથી માટે મને માફ કરો.

ગોપાળ બોલ્યો તમે હમેશાં ખુશીમાં રહેશો તો હું કદી દિલગીર થઇશ નહિ એમ કહી તેણે ગળે ભરાવેલા હાથો હળવે રહી છોડાવી દીધા.

તે બોલ્યો હવે થોડા દિવસમાં તમારા પિતાના માણસો તમને તેડવા આવશે અને જ્યારે તમે મુંબાઇ જશો ત્યારે જરૂર તમારી દિલગીરીનું કારણ નષ્ટ થશે. પરમેશ્વરે આ બેટ ઉપરથી ગમે ત્યાં જવા આવવાનો રસ્તો આપણા માટે ખુલ્લો કર્યો છે એમ દિલાસો દેઇ પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થયાં.

प्रत्यक्षधर्मा भगवान् यस्य तुष्टोहिकर्मभिः ।
सफलं तस्य जन्माहं मन्ये सद्धर्मचारिणः ॥

અર્થ:—ધર્મ સાક્ષી ઇશ્વર જેના કર્મથી પરિતુષ્ટ છે, તેજ ધર્મ્માચારી મનુષ્યોનો જન્મ સફળ છે.

સમી સાંજનો સિતલ સમય હતો, શિયાળાની રૂતુની શરૂઆત હતી, પાસેજ નાનકડી નદિનું નિર્મળ જળ વહેતું હતું. નદિ ઉપર દૂરના લીલોતરી ભરેલા ટેકરાઓ ઉપર માંહેલા એકાન્ત મેદાનો ઉપર ગડબડીયા ગીચ્ચ રસ્તાઓ ઉપર ટાઢા પવનની ધીમી લહેરીઓ બિછાવતી હતી, ફુલોની સુગંધમય લપટ શિયાળાના શિતળ વાયુની પાંખ ઉપર મધુર ખુશબો ફેલાવતી ફરતી હતી. અને નિર્મળ નદિના પાણી ઉપર પથરાએલા કમળ પાન પોતાના શુદ્ધ સફેદ ફુલોના વિકાસી રાખેલાં મ્હોંડાંને રસ્તે તે ખુશબોદાર લપટથી પોતાને જાણે કે તર કરી રહ્યાં હોય તેમ તેમની ઉંચી કરેલી લાંબી ડોક જેવી ડાંખળીઓ પોતાનાં ફુલ રૂપી મ્હોંડાં બંધ કરીને વાંકી વળતી હતી. સૂર્ય પોતાના કાર્યથી પરવારવાની તૈયારીથી પશ્ચિમ દિશાએ ડોકીયું કરી રહ્યો હતો.

નદિના કિનારા ઉપર પડેલી એક પથ્થરની સ્યામ સિલા ઉપર ભૂદેવિ હાથ ઉપર દાઢી ટેકવી વિચારમાં લીન્ન થએલી હતી. અજાણ્યો માણસ આ સ્થળે ઓચીંતો આવી ચઢે તો તેને વન દેવી માને તેવું તેનું સુંદર સ્વરૂપ શોભતું હતું.

ગોપાળ પણ ફરતો ફરતો અચાનક તે સ્થળ ઉપર આવી ચઢયો, અને વિચારમાં નિમગ્ન બનેલી વનદેવીને જોઇ આશ્ચર્ય થયો.

તેની દ્રષ્ટિ નદિમાંના કમળ ઉપર ઠરી રહી હતી, તેથી તેનું ધ્યાન ખેંચવા પોતે તે કમળ લેવા માટે ગયો, કમળને ઝાલવા જતાંજ પથ્થર ઉપર સેવાળ હોવાથી પગ સરી ગયો અને ગોપાળ પાણીમાં પડયો, ત્યાં પાણી આશરે એક ફુટ ઉંડું હતું માત્ર રમત ખાતર ત્યાંને ત્યાંજ પડયો પડયો કમળનું ફુલ લેવા પ્રયત્ન કરવા લાગ્યો.

આ દેખાવ જોઇ ભૂદેવિ દોડતી તેની પાસે આવી અને તેનો હાથ ઝાલી તેને પાણીમાંથી બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગી, ગોપાળ જાણીબુજીને ઉઠયો નહિ તેથી ભૂદેવિ બળ કરી તેને બેઠયો કરવા પ્રયત્ન કરવા માંડી. તેને ઉંચકવાની રમત કરતાં તેના શરીરના વજનથી તેનો પણ સેવાળના લીધે પગ લપસ્યો ને ધબ દેઇ ગોપાળ સાથે પાણીમાં પડી ગઇ ગોપાળ ખડ ખડ હશી પડયો અને બંને હસતાં રમતાં બહાર આવ્યા. કમળનું ફુલ લેવાને ગોપાળ ચુકયો નહતો. તે તેણે ભૂદેવિના હાથમાં આપ્યું, બાદ બીને વસ્ત્રે સામસામાં વાર્તાલાપ કરતાં એક શિલા ઉપર બેઠયાં અને ગોપાળ બોલ્યો તમે એક ફુટ જેટલા પાણીમાંથી પણ મને બહાર કાઢી નહિ શકયાં ?

તે બોલી મારો પગ સરી ગયો નહિ તો જરૂર તમને ઉંચકીને બહાર કાઢત, પણ તમે પાણીમાં નાહક શા માટે પડયાં રહ્યા ? ગોપાળ બોલ્યો તમારા બળની પરીક્ષા જોવા ! તમે ઘણા વખતથી શું વિચારમાં બેઠયાં હતાં ?

જ્યારથી મુંબાઇથી પત્ર આવ્યો ત્યારથી તમે દિલગીર શા માટે થાઓ છો ?

ભુદેવી—પિતાજી વિના મુંબાઇ જવું મને ગમતું નથી મારેજ.

ગોપાળ—તમારે તમારા પિતાની મિલકત સંભાળવાની જરૂર

છે હવે તમે મોટી ઉંમરનાં થયાં છો માટે તમને સુખી જોવાને હું ઇચ્છા રાખું છું. તમારે હવે તમારા કુટુંબમાં જોડાઇ જવું જોઇએ.

**ભુદેવી**—મને અફસોસ થાય છે કે મ્હારો જન્મ બ્રાહ્મણને ત્યાં કેમ ના થયો !

**ગોપાળ**—તમારી હજુ મોટી ભુલ ચાલી જાય છે-તમે બ્રાહ્મણથી ભિન્ન નથી ઇચ્છાથી અને કર્તવ્ય વડે બ્રાહ્મણ થવાય છે.

**जाति ब्राह्मण इतिचेत् तन्न । व्रज सुचिकोपनिषद्: ॥**

"જન્મથી બ્રાહ્મણ હોય છે એમ કહેવામાં આવે પણ તેમ નથી" ઋષ્ય શૃંગ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ઇત્યાદિ અન્ય જાતિમાં ઉત્પન્ન થએલા પણ (ધર્માચરણથી) બ્રાહ્મણ થયા એવું સ્પષ્ટ જણાવેલું છે, અને છેવટે " એક સર્વવ્યાપક અદ્વિતિય પરમાત્માને જે જાણે તેજ બ્રાહ્મણ. એવું બ્રાહ્મણનું લક્ષણ એજ ઉપનિષદમાં કહેલું છે. વજ્ર સુચીકોપનિષદ એટલે તો જાણે જાતિ ભેદની કલ્પના પર કુહાડા ઘાત આ ઉપનિષદમાં જન્મથી બ્રાહ્મણ ઉત્પન્ન થતો નથી. એવું સિદ્ધ કરીને કોઇપણ વર્ણ જન્મથી માનવી નહિ એવું કંઠરવથી ધ્વનિ કરેલું છે એવીજ રીતે-

**पौल्कसो अपौल्कसो भवति ॥**

**ब्रहदारण्यक उप० ४।३।२२**

ચાંડાલ હોય તોપણ (જ્ઞાનથી) ઉંચ થાય છે આવું સર્વમાન્ય બ્રહદારણ્ય કોપનિષદનું વચન છે, માટે તમારી ઇચ્છા અને કર્મ બ્રાહ્મણનાં હશે તો તમે બ્રાહ્મણ છો. કાંઇ બ્રાહ્મણ પેટે જન્મ લેવાની જરૂર નથી.

તેણી બોલી ત્યારે તમે પણ કર્મ પ્રમાણે જાતિ માનો છો !

ગોપાળ—હા હું કર્મ પ્રમાણે જાતિ માનું છું કારણકે શાસ્ત્રની તેવી આજ્ઞા છે.

ભુદેવિ—મારા પિતાના મુનીમનો પત્ર મને તેડવા આવવાનો આવ્યો ત્યારથી મને વિવિધ વિચારો આવ્યા કરે છે. મને તમારો સહવાસ મુકી ત્યાં જવું જરાપણ ગમતું નથી અને વળી મારા પિતા ક્યાં હશે તે તો પ્રભુ જાણે ? તે બોલ્યો તમારા પિતાની હાજરી સિવાય તમોને ત્યાં નહિ ફાવે એ વાત ખરી છે, પણ તમારે હવે મુંબાઇ જવું જોઇએ તમારાં કુટુંબીઓ તમને ગૃહસંસારમાં જોડવા ઉત્સુકતાથી રાહ જોઇ રહ્યાં હશે.

તેણી નીચી દૃષ્ટિએ ગોપાળનું બોલવું સાંભળી રહી હતી તેણે ઉંચું જોયું તેના નેત્રોમાંથી આંસુઓ ટપકતાં હતાં, તેનું મોઢું લાલ થઇ ગયું હતું, અને હૃદય ભરાઇ રહ્યું હતું. તેની આંખમાં આંસુ જોઇ ગોપાળ ચમક્યો અને બોલ્યો ખરેખર તમે દિલગીરીમાં ગરકાવ થયાં છો ? ભાવિની ચિંતા કરવી એ બુદ્ધિમાનનું કામ નથી. તમને દિલગીર જોઇ મને અતિ દુખ થાય છે. મ્હારા આશ્રમમાં આવ્યા પછી તમને મેં કાંઇ ન્યુનતા આપી હોય અને તે માટે તમને ખોટું લાગ્યું હોય તો દર ગુજર કરશો તમે કોઇ દિવસ તમારા પિતાને ત્યાં કશું ઘર કામ કર્યું નથી તો પણ તમારી ઉત્તમ ગૌસેવા અને ઘર કામનો બોજો મારા ના કહ્યા છતાં તમે તે ઉપાડી લીધો હતો, હવે તમે એવી વ્યવસાયમાંથી મુક્ત થશો અને મુંબાઇ જેવા શહેરમાં સ્વતંત્રતાથી સુખભરી જીંદગી ગુજારશો વાસ્તે તમારા માટે અતિ ઉત્તમ સમય આવ્યો છે.

હું તમોને આ સ્થળે કાંઇપણ સુખ આપી શકયો નથી છતાં હું હમેશાં તમોને સુખી જોવાને ખુશી છું.

તે બોલી હું મારી જીંદગી ગાયોનીજ સેવામાં પૂરી કરનાર છું. અને તેની સેવા એજ મારા જીવનનું સાર્થક સમજું છું. અને એમ પૂર્ણપણે સમજીને મેં તે બોજો મારા શિરે લીધો હતો.

તમે મારી જીંદગી બચાવી મને જીવન અર્પ્યું છે મારા માટે તમોએ ઘણું દુઃખ વેઠયું છે. અને મનુષ્ય તરીકેના ખરા ધર્મના સિદ્ધાન્તો કર્ત્તવ્ય તરીકે તમે મને ઉત્સાહથી શીખવ્યા છે, હું તમારી મૂર્તિ હંમેશાં મારા ચક્ષુ આગળ ખુશી ભરેલી જોવા રાજી છું.

તે બોલ્યો કે તમારા પિતાની જ્યાં સુધી ખબર મળે નહિ ત્યાં સુધી તમારે જો આ બેટ ઉપર રહેવું હોય, તો આ સઘળું તમારૂંજ છે આ બધો વૈભવ તમારી ઉત્તમ ગૌસેવાનેજ આભારી છે એમ હું સારી રીતે સમજું છું.

તેણી બોલી, ત્યારે આજ દિન સુધી તમે મુસીબતો ભરી મારી માવજત કરી, મને દરીયામાંથી મરતી બચાવી તે સઘળું શા માટે? મારા પિતાનો જ્યારે કાંઇજ પતો નથી ત્યારે મારે મુંબાઇ જવાની શી જરૂર છે! તેમની કરોડો રૂપિયાની દોલત ફના થઇ જાય તેની મને પરવા નથી; હું તમોને અહિં મૂકી કદીપણ જઇ શકીશ નહિ.

તે બોલ્યો આ બેટ ઉપર તમને જોઇ હમેશાં હું સુખી છું તમારી અહિં રહેવાની ઇચ્છાને મારાં અહોભાગ્ય માનું છું, પણ તમારી લાયક ઉમ્મર થઇ છે માટે તમારે હવે મુંબાઇ જવું જોઇએ તમારા ખરા હિતેચ્છુ તરીકે તથા તમોને હમેશાં સુખમાં જોવાની ઉમેદ રાખનાર તરીકેની મારી ફરજ તમોને તેમ કહેવા સુચવે છે.

તેણી બોલી. નહિ હવે મેં મારો વિચાર ફેરવ્યો છે મ્હારી ઇચ્છા પૂર્ણ કરવા માટે મારા માટે હવે એકજ માર્ગ છે અને તે એકે હવે આ સમુદ્રમાં પડતું મૂકી તરતી તરતી મ્હારા પિતાને સોધતી સમુદ્રમાં મારા ભાગ્યને આધિન થઇશ. મને હવે તેથીજ આનંદ થશે !

આમ બોલતી વખતે તેના માથા ઉપરથી સાડી ખભા ઉપર સરી પડી હતી તેના છુટા કેશો પવનના ઝપટથી ફર ફરતા હતા તેનાં કમળસમ નેત્રોમાં અશ્રુ પ્રવાહ વહેતો હતો, મુખાર્વિંદ નિરાશા-જનક દયામણું અને મકમ બન્યું હતું. બે હાથ વડે ગોપાળે આપેલું કમળનુ પુષ્પ પકડી રાખ્યું હતું.

તેની આવી સ્થિતિ જોઈ ગોપાળ કાંઇક દિલગીરને કાંઇક આશ્ચર્ય થયો તેને અનેક સંકલ્પ વિકલ્પો થયા તે આ જગતથી શા માટે નિરાશ થઇ હશે ! તે ખોળવા મનમાં તજવીજ કરવા લાગ્યો અને છેલ્લો વિચાર કરી તે બોલ્યો તું દિલગીર થઇશ નહિ તું શા માટે દિલગીર થાય છે તેનું સ્પષ્ટ કારણ મને જણાવ, ત્હારી જો તેવીજ ઇચ્છા હોય તો આપણે બંન્ને જણાં સાથેજ આ મહાન સાગરમાં ત્હારા પિતાને ખોળતાં આનંદથી સંતાઇએ તને દુખી થવાનું ખરેખરૂં કારણ મને જણાવ, મારો આ દેહ અને આત્મા પણ તને અર્પણ કરવા એક પળનો પણ વિલંબ કરીશ નહિ.

ગોપાળેનું ઉપર પ્રસાણેનું બોલવું પૂર્ણ થતાંજ તેણીએ પોતાના બંન્ને હાથો તેના ગળામાં ભેરવી દીધા; અને બોલી મ્હારા દુઃખનુ કારણ સર્વ હવે નષ્ટ થયું છે. કારણકે તમારો દેહ અને આત્મા તમે મને અર્પિ ચુકયા છો અહા ! ઘણા વર્ષો પછી મારી અંતર આશા

આજે પરિપૂર્ણ થઈ છે તમે મારૂં સર્વસ્વ છો અને હું તમારી હમેશની સુખદુખની સાથી છું.

તેણીનુ ઉપર પ્રમાણેનુ બોલવું સાંભાળી ગોપાળે તેને પોતાની બેઉ ભૂજાઓમાં લેઇ છાતી સરસી દબાવી અને ઉપરા ઉપરી મધુર ચુંબનોથી ગુંગળાવી નાખી, એમ અરસ પરસ આનંદાશ્રુથી નહાતાં કેટલીકવાર સુધી પ્રેમઘેલું જોડું ભેટી રહ્યું.

ગોપાળ બોલ્યો સામેજો સૂર્ય આપણુને ભેટતાં જોઇ રાજી થતો સંતાય છે, આજથી મારી નવીન સુખી જીંદગીની શરૂઆત થાય છે હું અત્યારે ખરેખરા સ્વર્ગમાં હોઉં તેવું મને ભાસે છે.

તને મારા હૃદયમાં મારી બાલ્યાવસ્થાથીજ સ્થાન મળી ચુકેલું છે. જે દિવસે પર્ણકુટીમાં તેં બેસુધ્ધીમાંથી આંખ ઉઘાડી હતી તેજ દિવસથી મારી જીંદગી સફળ થએલી હું માનતો હતો, અને તેજ દિવસથી તું મ્હારી છે એમ હું છાને માને માનતો હતો અને તેજ દિવસથી આ અરણ્ય ભૂલીને સ્વર્ગ અનુભવતો હતો તે સ્વર્ગ અત્યારે પ્રત્યક્ષ થયું છે.

અને તમારી એ છાની ચોરી આજ દિન સુધી હું જાણુતી નહોતી તેથી અત્યાર સુધી દુખી હતી અને હવે હું તમારા હૃદયમાં છું એવી નિર્ભયતાથી સુખી બની છું.

એમ અરસપરસ ઘણા દિવસના ભરાઇ રહેલા પ્રેમના ઉભરાઓ બહાર કાઢતાં બંન્ને જણાં અંધારૂં થવાથી પોતાને બંગલે જવા ચાલ્યાં, તેમનાં કપડાં ભીનાં હતાં તેનુ પણ તેમને ભાન નહોતું.

# પરિચ્છેદ ૧૧ મો.

## ગૌસેવાએ દેશસેવા.

विश्वो पकार करणे समर्थाः कामधेनवः
भवत् पुजारतो येन भवद् व्रत परायणः
तेषां सर्वार्थ सिद्धिः स्यातस्व दीपस्य प्रभावतः
( ગો૦ ય૦ )

**અર્થ**:—વિશ્વ ઉપર ઉપકાર કરવામાં ગાયો સમર્થ છે માટે તેની પૂજા તથા વ્રતમાં હમેશાં પ્રીતિ રાખવી તેની કૃપાથી સર્વ સુખ મળે છે.

ગોપાળને બેટમાં આવ્યાને આજે દસવર્ષ પૂરાં થયાં છે. તેની પાસે એક ગાયમાતાના વંશમાં પંદર દૂધ દેતી ગાયો, છ બે વર્ષની ગાયો અને સાતએક વર્ષની વાછરડીઓ, તથા ચૌદ ખેતી કરનારા સાંઢ, પાંચ બે વર્ષના વાછરડા અને આઠ એક વર્ષના વાછરડા મળી કુલ છપન્ન પશુઓ આબાદ હતાં.

તેણે પોતે લીધેલી કેળવણીનો તમામ ઉપયોગ બેટમાં ગૌસેવા તથા ખેતિમાં કર્યો હતો તેનાં ખેતરો અત્યારે વરાળયંત્રથી ખેડાતાં હતાં, તેણે જુદી જુદી જાતનાં રસાયણીક ખાતરો વડે ઉત્તમ અને અઢળો પાક લેવા માંડયો હતો, તે અત્યારે ખરેખરો શ્રીમંત ગૌપાલક ખેડુત બન્યો હતો હતો; ગાયોની ઉપાસનાનું ફળ કુદરતે તેને સંપૂર્ણ અર્પ્યું હતુ, અને તેણે આખા બેટમાં જંગલી ભૂખે મરતા માણસોને ખરેખરા નાગરિક બનાવ્યા હતા. તે બેટમાં શાળાઓ પણ તેણે

સ્થાપિ હતી તેમાં ઉત્સાહથી શિક્ષણ આપનારા શિક્ષકો રાખ્યા હતા, તેણે લોકો માટે તેમાં દવાખાનાં બંધાવ્યાં હતાં, તથા સારાં પુસ્તકાલયો, અને ઉત્તમ સંગ્રહસ્થાનો સ્થાપ્યાં હતાં તથા રમત ગમતનાં સાધનો પણ વસાવ્યાં હતાં, તેણે માત્ર એક ગાયની સેવા વડે જંગલી બેટને ખરેખરી સ્વર્ગભૂમિ બનાવી દીધી હતી.

એક સમયે ગોપાળ અને ભૂદેવિ બેઠાં બેઠાં વાર્તાલાપ કરતાં હતાં ત્યાં ભૂદેવિએ પ્રશ્ન કર્યો વ્હાલા આપને યાદ હશે કે આ બેટ ઉપર આવ્યા ને આપને દસવર્ષ જેટલી લાંબી મુદત થઇ ગઇ છે. આપણે હવે હિંદુસ્થાન જવું જોઇએ; તમારાં વૃદ્ધમાતા પિતાને હવે મળવું જોઇએ મને હવે ત્યાં જઈ આપણાં સઘળાં આપ્ત જનોને મળવા ઘણી ઇંતેજારી છે.

તે બોલ્યો ત્હારી ઇચ્છા હોય ત્યારે આપણે મુસાફરી શરૂ કરીએ મ્હારી પણ એજ ઇચ્છા છે માત્ર મારાં વૃદ્ધ માતપિતા તિર્થયાત્રાએ નીકળ્યાં છે તેમના સમાચારનીજ હું રાહ જોઇ રહ્યો હતો તથા મારા વડીલ ભાઇની તથા તારા પિતાની કાંઇપણ ખબર મેં મેળવી હોત તો એક પળપણ જવા માટે હું વિલંબ કરત નહિ. તેમના વિના મને હિંદુસ્થાન જવું પ્રીય લાગતું નથી પણ એકંદર વિચાર કરતાં મારા માતપિતાની ખાતર હવે આપણે જવું જોઇએ.

તેણી બોલી; જવાનો દિવસ હું તમને નક્કી કરી આપું. પણ તેના મહેનતાણા બદલ મને તમારે એક વચન આપવું પડશે?

તે બોલ્યો ખુશીથી માગ તારે જે જોઇએ તે. તું કહીશ તેમ સઘળુંજ તારી મરજી પ્રમાણે થશે.

તેણી બોલી મ્હારી એવી ઇચ્છા છે કે આપણે આ બેટ ઉપર

આપણી પવિત્ર ગાયો, સૂર્ય, ચન્દ્ર, અગ્નિ અને આપણે આ કરી લીધેલા કુટુંબના સઘળા માણસોની સાક્ષીએ લગ્ન ગાંઠથી જોડાઇએ પછી તમો કહો તેજ દિવસે મુંબાઈ જવા રવાના થઇએ.

તે બોલ્યો તારા પિતાની શોધ ખોળ કરવાની જરૂર છે તેમની અને મ્હારા માતા પિતાની હાજરી સમક્ષ આપણે લગ્ન કરીએ તો તે જરૂર ઉત્તમ ગણાશે, અને તેટલા વખતમાં પરમેશ્વર કૃપાએ મ્હારા વડીલ બંધુ પણ આવી મળે તો તો અત્યાનંદ થાય માટે જો આ-પણે હવે થોડોજ વખત થોભીએ તો સારૂં ?

તેણી બોલી એ સઘળા જવાબ તમારા ઉડાવનારા છે કદાપી તેમ બનતા સુધી આપણે રાહ જોઇએ અને મુંબાઇ ગયા પછી લગ્ન કરીએ તો વચ્ચે સગાંવ્હાલાં તથા જ્ઞાતિવાળાઓ વિરોધ બતાવશે. અને તેમ થયે તો મ્હારી બરબાદી થશે, ને તેવે સમયે હું એક પળપણ જીવી શકીશ નહિ.

તે ઉભો થયો અને તેણીને એક મધુર ચુંબન કર્યું અને બોલ્યો તારી ઇચ્છાને હું આધિન છું લગ્ન દિવસ તું નક્કી કરી આપ.

તેણી બોલી આવતી કાલે વસંત પંચમીનો કુદરતી શુભ દિવસ છે.

ગોપાળે તેને તે દિવસ માટેનું અનુમોદન આપ્યું અને બન્ને જણાં તત્કાલીક બનતી તૈયારીઓ કરવા માંડયા.

ત્યાં સઘળા માણસોને તે વાતની જાણ કરવામાં આવી. પોતાનો ઉદ્ધાર કરનાર યુગલ જોડું લગ્નની ગાંઠથી જોડાવાનું છે તેથી સર્વે ત્રમ્ત તાબડતોબ બનતું કાર્ય કરવા પ્રવૃત થયા.

કોઇએ તોરણ બાંધ્યાં, કોઇએ વાવટા બનાવ્યા કેટલાકે લગ્ન

મંડપ બાંધ્યો અને ફુલ તથા વેલ્યો વડે તે શણગાર્યો. જાજમો બિછાવી, હાર તોરાઓ અને કલગીઓ એ સઘળું ગૈરાંએ તૈયાર કર્યું ને ઘણા માણસો જમણની સામગ્રી બનાવવા તજવીજ કરવા લાગ્યા.

આજે બપોરે બાર વાગે લગ્નની ગાંઠથી બન્ને જણાં જોડાવાનાં છે. ભૂદેવિએ છાનેમાને લગ્ન માટેના બે પોશાગો ક્યારનાએ તૈયાર કરી મૂક્યા હતા, તેમાંથી તેણે પુરૂષનો હતો તે ગોપાળને પહેરવા આપ્યો આવો સુશોભિત પોશાગ જોઇ ગોપાળ ખુશી થયો તે તેણે પોતાના હાથે ગોપાળને પહેરાવ્યો ને બીજો પોશાગ પોતે પહેર્યો. બંને જણાએ મંડપમાં આવી બેઠક લીધી. ખરેખર જાણે સ્વર્ગના ફેરસ્તાઓ જેવાં બંને શોભતા હતાં.

બેટમાંના સઘળા માણસો, પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો સર્વ મંડપની આજુબાજુ ઉત્સાહથી વીંટાઇ વળ્યા હતા. લગ્ન વખતે ગાવાનાં સુંદર ગીતો સઘળી સ્ત્રીઓ મધુર કંઠે ગાતી હતી, કે જે સર્વ ગીતો પહેલેથીજ ભૂદેવિએ તેમને શીખવાડી મુક્યાં હતાં. એટલી બધી તેણે અગમચેતી લગ્ન માટેની સઘળી તૈયારી ઘણા વખતથી છાંનેમાને ના સમજાય તેવી રીતે કરી મુકી હતી.

ગોપાળ તથા ભૂદેવી બંને લગ્ન વિધીથી માહીતગાર હતાં-લગ્ન લગ્નની ખરેખરી બોલવાની વર કન્યાની પ્રતિજ્ઞાઓ તેમને મુખ પાઠ હતી.

તેમણે વિધીપૂર્વક યજ્ઞ કર્યો અને કેટલીક ક્રિયાઓ પૂર્ણ થવા આવી, હસ્ત મેળાપનો સમય જેમ જેમ પાસે આવતો ગયો તેમ તેમ બંનેને પોતપોતાના કુટુંબીઓ યાદ આવતા હતા અને ખરેખર

આ પ્રસંગ જરા તેમને ફીકો લાગતો હતો અને તેથી તે સમજુ જીવડાઓના ચક્ષુઓ આંસુઓથી ચળકાટ મારવા લાગ્યાં.

એટલી વારમાં બાજુપર માણુસોનો કોલાહલ તેમણે સાંભળ્યો દૂરથી થોડાંક માણુસોનું ટોળું તેમના મંડપ તરફ આવતું હતું, તેથી તેઓ લગ્નક્રિયા કરતાં કરતાં આતુરતાથી આવનાર માણુસો સામે જોઇ રહ્યા હતાં, ગોપાળે પોતાના મુખ્ય માણુસને આવનાર માણુસોને સત્કારપૂર્વક તેડી લાવવા મોકલ્યો.

તે ત્વરાથી ગયો તે આવનાર માણુસોએ તેને પૂછ્યું કે આજે આ શેનો ઉત્સવ છે ત્યારે તે બોલ્યો અમારાં વ્હાલાં અને માનીતા માલીકોની આજ લગ્ન ક્રિયા ચાલે છે. ત્યાર બાદ આવનાર માણુસોએ તેમના માલીકોનું નામ પૂછ્યું તો તેણે જણાવ્યું કે તેમનું મુબારક નામ, **ભૂદેવી** અને ગોપાળ કે જેઓ અમારાં ખરેખરાં ઉદ્ધારક છે. તેઓ અમારૂં જીવન છે અને તેઓ અમારૂં સર્વસ્વ છે, તેમનું નામ સાંભળી આવનાર માણુસોએ એક ખુશાલીની બુમ મારી અને સઘળાં ઉતાવળે મંડપમાં દાખલ થયાં.

તે વખતે તેમના હસ્ત મેળાપની ક્રિયાની તૈયારી થઇ ગઇ હતી બંને જણાં વચ્ચે અગ્નિ રાખી લગ્ન પ્રતિજ્ઞાઓ કરતાં હતાં તેજ વખતે અજાણ્યા માણુસો તેમની લગોલગ આવી પહોંચ્યાં તેમાંથી એક સફેદ દાઢીવાળો બુઢો આગળ આવ્યો અને બંને વર વધુના હસ્ત પકડી મેળવ્યા. આ જોઇ ગોપાળ અને ભૂદેવી આશ્ચર્ય ચર્યા પેલા અજાણ્યા બુઢાએ પોતાના બે હાથ પહોળા કરી બેઉને બાથમાં ઘાલ્યા અને અત્યંત હર્ષનાં તેની આંખમાંથી આંસુઓ ખરવા લાગ્યા, તે બોલ્યો છેવટે આપણે મળ્યાં ખરાં ! આ સર્વ બીના એક

પળમાં બની ગઇ તે બોલ્યો બેટા ભૂદેવિ આવા આનંદના પ્રસંગે હું તમને મળીશ તેવી મને સ્વપ્ને પણ ખબર નહોતી, તેણીએ તેમને ઓળખ્યા અને તેમને ગળે બાઝી પડી અને મ્હોટેથી રોઇ પડી અને ખુશીખતે બોલી મ્હારા વહાલા પિતા મને સુખી જોવા શું તમને પરમેશ્વરે મોકલ્યા ?

એટલી વારમાં આવેલા માણુસોમાંથી એક કાળી દાઢીવાળો જુવાન દોડી આવ્યો અને ગોપાળને ભેટી પડયો અને બોલ્યો બંધુ દશ વર્ષના ભયંકર સંકટો પછી આપણે આજ ભેટીએ છીએ. જો સામેથી આપણાં વૃદ્ધ માતાપિતા તથા હેપી સાહેબ પોતાની દીકરી મેરી સાથે ઉતાવળા હૃદયે પણ અવસ્થાના લીધે તથા ચીંતાઓની નબળાઇથી ધીમે ધીમે આવે છે.

ગોપાળ તેમની સ્હામે દોડી ગયો અને પોતાના વૃદ્ધ માતા, તથા પિતાને ભેટી પડયો. આવા ઉપરાઉપરી બનાવો જોઇ સઘળાં આશ્ચર્યચકિત બની ગયાં અને મહાન્ આનંદ સાગરમાં ડોલવા લાગ્યાં.

તેમણે હેપી સાહેબ અને મેરીનું ઓળખાણુ કરાવ્યું ત્યાર બાદ લગ્નક્રિયા અધુરી હોવાથી સર્વ મંડપમાં આવી બેઠાં. તેમને વિવિધ જાતના મીઠાં સરબતો પાવામાં આવ્યાં અને તેમની સરભરા કરવા સર્વ માણુસો દોડધામ કરવા માંડયાં.

મંડપમાં સર્વ નિશ્ચિત થયાં કે તુરત મેરી ઉભી થઇ અને ગોપાળના પિતાના પગમાં માથું મૂકી બોલી મને આર્ય સ્ત્રીઓના જેવું પતિપરાયણતાનું જીવન ગાળવાનું પ્રીય છે અને આપના વિદ્યાવિનોદને હું મારા જીગરથી ચાહુંછું માટે તેમને આજ મંડપમાં અને આજ સમયે મારી સાથે લગ્ન કરવાની આજ્ઞા આપો ?

બન્નેંજ અત્યારે આનંદ આનંદમાં ને ખુશ હાલતમાં ડોલતાં હતાં, જીવન શર્મા ચુસ્ત વેદ ધર્મી હતો. તેણે મેરીના માથે હાથ મૂકી આર્શિવાદ આપ્યો અને વિદ્યાવિનોદને મેરી સાથે લગ્નની ગાંઠથી જોડાવા સંમતિ આપી.

મેરી ત્યાંથી રજા મેળવી હેપી સાહેબ પાસે આવી અને બોલી મ્હારા વ્હાલા પિતા તમારી પુત્રિને હમેશની આર્ય ગૃહણી બનવા અને વિદ્યા વિનોદ સાથે લગ્ન કરવાની રજા આપો.

હેપી સાહેબ બે હાથે તેના માથાના વાળ પસવારતા બોલ્યા બેટા મેરી પૂર્વ અને પશ્ચિમને શુદ્ધ ભાવનાથી જોડાતાં જોવા હું ઇંતેજાર છું, મને વેદ ધર્મ ઉપર અને હિંદુઓ ઉપર પૂર્ણ શ્રદ્ધા છે. હું આર્યાવર્ત અને ઈંગ્લાંડને એકજ નજરે જોઉં છું. છતાં જે દેશમાં વેદ ધર્મ જેવી પવિત્ર ધર્માજ્ઞાઓ પાલન થાય છે તે આર્યાવર્તની આર્ય ગૃહણી રૂપે તને જોવાથી હું મને પોતાને ભાગ્યશાળી માનીશ. પૂર્વ અને પશ્ચિમની એકતા નિહાળવા માટે હું તલ્પી રહ્યો છું અને સઘળી દુનિયાની સ્ત્રીઓના ધર્મ કરતાં આર્યાવર્તની સ્ત્રીઓનો ધર્મ આદર્શરૂપ છે. તે આદર્શતા પ્રાપ્ત કરવા માટે તને હું આશિર્વાદ સાથે વિદ્યાવિનોદ સાથે લગ્નની ગાંઠથી જોડાવા રજા આપું છું.

એકજ મંડપમાં બંને બંધુઓનાં લગ્ન થવાનું જાણી સર્વ આશ્ચર્યતામાં ગરકાવ થયાં ને પ્રભુની કૃપાનો ગુણગાવા લાગ્યા.

વિદ્યાવિનોદને લાંબી દહાડી વધીહતી, તેણે ક્ષાર કરાવ્યું તે વખતે તેની કાન્તિ બ્રહ્મચર્યના પ્રતાપે ઓર ઝળકવા લાગી તેને તથા મેરીને પંચ ગવ્યથી સ્નાન કરાવ્યું, ત્યાર બાદ યોગ્ય વસ્ત્રાલંકારોથી વિભૂશિત થઇ બંને મંડપમાં આવ્યાં.

હેપી સાહેબ ઉભા થયા અને બોલ્યા આજથી હું તને શ્રીદેવીનું નામ આપું છું અને તમારી જીંદગી પરમેશ્વર સુખ અને પરોપકારમાં પ્રેરે એવો આશિર્વાદ આપું છું. એમ કહીને પોતાના સ્વહસ્તે બંનેનો હસ્તમેળાપ કરાવ્યો.

સર્વે આનંદમાં ગરકાવ થયાં ઘણા વર્ષોનો વિયોગ ભૂલાઇ એક પળમાં આનંદ છવાઇ રહ્યો. લગ્નક્રિયા બેઉ જોડાની પૂર્ણ થઇ બેટના નિવાસીઓએ યથાશક્તિ ભેટ સોગાદો બન્ને જોડાઓને અર્પણ કરી.

સઘળી સ્ત્રીઓએ મધુર કંઠથી ગાવાનું ચાલુ રાખ્યું હતું. અને વાદ્ય પણ આનંદમાં વધારો કરતું હતું.

ત્યાર બાદ તૈયાર રાખેલા મીષ્ટ પકવાનોથી સર્વને જમાડવામાં આવ્યા. એમ કરતાં સાંજ પડી રાત્રે સર્વે સુખ દુઃખની વાતો કરવા ભેળાં થયાં.

ગોપાળે વિવેકચન્દ્રને પૂછયું કે તમે આવા સુંદર વખતે સઘળાં શી રીતે આવી શક્યાં ? ઘણાજ ઇચ્છીત વખતે તમારૂં આવવું ઇશ્વરે મહત્વ ભર્યું કર્યું હતું. અને તેમણે હેપી સાહેબ તરફ જોયું. તેથી તેઓ સાહેબ બોલ્યા તમોને પત્ર લખ્યા પછી તમારા માતા પિતાની તપાસ મેં જારી રાખી હતી હું ભૂદેવિ ગોપાલનુ સંસ્થાનુ કાર્ય પ્રસંગે કલકત્તે ગયો હતો, ત્યાં તમારા પિતાની મુલાકાત થઇ મેં તેમને તમારા સંબંધીની સઘળી હકીકત નિવેદન કરી અને તેઓ તુરતજ તેઓ મુંબાઇ મારી સાથે આવ્યાં વિવેકચન્દ્રને ત્યાં તમારા સંબંધી ખુલાસો પૂછવાજતાં તેઓના મુખ્ય મુનીમે જણાવ્યું કે અમો ભૂદેવિને તેડી લાવવા માટે જવાના છીએ અને તે

માટે આગબોટ પણ અમોએ ભાડે ઠરાવી દીધી છે. તેમાં આવતી કાલેજ મુસાફરી શરૂ કરીશું. એમ સાંભળી અમે પણ સાથે તમારી સ્વર્ગ ભૂમિને નિહાળવા ઉત્સુકતાથી સજ્જથયા અને તમારા પિતાને તે વાત જણાવવા હું તેમની પાસે ગયો તેથી તેઓ પણ તૈયાર થયા અને તેમણે જણાવ્યું કે તમે તેમને તેડી લાવો ત્યાં સુધી હવે અમારાથી ધીરજ ખમી શકાશે નહિ. તેથી તેઓ પણ સાથે આવ્યાં, સ્ટીમર આ બેટના પાછળથી આવતી હતી ત્યારે કિનારે ત્રણ માણસોને અમે અકસ્માતના ભોગ થઈ પડેલાની નિશાઓ કરતા દુરબીન વડે જોયા તેથી બોટ કિનારા તરફ હંકારી તેને લંગર નાખી હોડી વાટે તેમને ત્રણે જણાંને અમે સ્ટીમર ઉપર લીધાં. તે વખતે તેઓ ઓળખાયા નહિ તેવી સ્થિતિનાં જણાતાં હતાં પણ નજદીક આવતાં મારી દિકરી શ્રીદેવિ ( મેરી ) મને જોઇ મારા ગળે વળગી પડી, ત્યારે હું સર્વેને ઓળખી શક્યો. અમે કિનારે કિનારે જોતા જોતા ચાલ્યા અને અહિં આવી પહોંચ્યા પ્રભુની માયાની બલીહારી છે, એકજ બેટ ઉપર વસવા છતાં તમે એકમેકથી અજાણ રહ્યાં હતાં આ બેટ લગભગ ઘણા સમ ચોરસ માઇલ વિસ્તારમાં માલૂમ પડે છે અને જે જગાએ આ ત્રણે જણાં હતાં તે આ સ્થળથી લગભગ બસો મૈલને છેટે હશે એવું અનુમાન જાય છે.

વિદ્યાવિનોદ બોલ્યો. ભાઇ ગોપાળ તું અને હું સાથે એકજ સમયે અકસ્માતના ભોગ થયા હતા તો તમારો આ વૈભવ છે તે મૂળથીજ હતો કે કેમ ? તમે તો કહો છો કે દસ વર્ષથી આ બેટ છોડી કયાંઇ પણ ગયો નથી તો આટલું સાધન, મોટા બંગલાઓ, આ તમારૂં સુંદર મકાન, ગામ, લાયબ્રેરીઓ, બગીચાઓ, નિશાળો અને

વરાળ યંત્રથી ચાલતાં હળો તથા વિશાળ ખેતરો તથા સેંકડો નોકરો અને સેંકડો ગાયો અને બળદો કે જે અમે અહિં દાખલ થતં પૂર્વેજ જોતા જોતા આવ્યા છીએ એ બધું તને શી રીતે પ્રાપ્ત થયું ?

સ્વાદિષ્ટ અનાજ દસ વર્ષે મેં આજેજ ખાધું દસ વર્ષે મારા માથા તથા દાઢીનો ભાર ઓછો થયો કપડાંના અભાવે ચીથરે હાલ બન્યો, વનફળ અને જંગલી અનાજ ઉપર ગુજારો કરવો પડ્યો એ બધું નસીબનીજ બલીહારી છે ને ?

ગોપાળ બોલ્યો જે વાર્તાલાપ કરતાં આપણું અકસ્માતના ભોગ થયા હતા તે છેલ્લી વાર્તા અને આપણો વાદવિવાદ તમને યાદતો હશેજ ? કે જેના ઉપર મારો શ્રદ્ધાપૂર્વક પ્યાર હતો તેના અને તેના એકલીના પ્રતાપેજ આ ઉજ્જડ વેરાન બેટ ઉપર આ સઘળો વૈભવ પ્રાપ્ત થયો છે.

**तेजसावपुषाचैव गावो वाह्न समाभुवि ॥**

**गावोहि समुहत्तेजः प्राणीनांच सुख प्रदः ॥**

(મહા. ભા. અનુપર્વ અ. ૫૧ શ્લોક. ૩૧)

**અર્થ**—પોતાના તેજ વડે કરીને અને શરીર વડે કરીને ગાયો પૃથ્વી ઉપર અગ્નિ સમાન છે પ્રાણી માત્રનું તેજ ગાયોજ છે અને પ્રાણીઓને સુખ આપનાર પણ તેઓજ છે.

**गावोलक्ष्म्याः सदामूलं गोषु पाप्मान विद्यते ॥**

**अन्नमेव सदा गावो देवानां परम हविः ॥**

(મહા. ભા અનુપર્વ. અ. ૫૧. લો. ૨૮)

અર્થ—ગાય છે તેજ લક્ષ્મીનું મૂળ છે કારણ કે પાપ રહીત ગાયજ છે. દૂધ, ઘૃતાદિક આપીને અન્નનું કામ પણ ગાયોજ સારે છે અને દેવતાઓને માટે યજ્ઞ કરતાં તેમાંથી ઉત્પન્ન થએલા ઘૃતાદિકથી હવી બને છે.

આપણાં શાસ્ત્રના પ્રમાણુ અનુસાર માત્ર એકજ ગાયની સેવાનું ફળરૂપે આ સઘળું દષ્ટિગોચર થાય છે. એમ કહી પોતાની અથથી તે ઇતિ સુધીની વિગતવાર વાર્તા કહી સંભળાવી વિદ્યા વિનોદ ઘણો ખુશી થયો અને ગૌસેવા ઉત્તમ છે તે તેણે સ્વીકાર્યું ત્યારબાદ સર્વનો આગ્રહ હોવાથી થોડા દિવસ કેડે ગોપાળે પોતાના ખાસ વિશ્વાસુ માણસને ત્યાંનો સઘળો વહીવટ સોંપી સર્વ મંડળ સાથે મુંબાઈ જવા માટે તૈયાર થયો. એ સાંભળી બેટનાં સઘળાં સ્ત્રી પુરૂષો તથા બાળકો કલ્પાંત કરવા લાગ્યાં પણ ગોપાળે તેમને સમજાવ્યું કે હું ત્યાં જઇ તુરતજ પાછો આવનાર છું અને ભૂદેવિ પણ પાછી આવશે ત્યારેજ તે લોકો જરા થંડાં પડયાં. પણ જ્યારે તેમની બોટ વિદાય થઇ ત્યારે તે લોકોની લાગણીથી હૃદયદ્રાવક દેખાવ થઈ રહ્યો હતો, ભૂદેવિ અને ગોપાળ પણ અશ્રુપાત કરતાં કરતાં ત્યાંથી જલદી પાછા ફરવાની શરતે રવાના થયાં.

એ પ્રેમી જોડાઓ પરસ્પર આનંદમાં સમય વ્યતિત કરવા માંડયાં શ્રીદેવિ (મેરી) હિંદી પોષાકમાં ખરેખરી દેવિ સમાન ભાસતી હતી મુસાફરી કરતાં સઘળાં મુંબાઇ આવી પહોંચ્યા તેમના આવવાની અગાઉથી ખબર મળવાથી મિત્રો અને સ્નેહીઓ તથા સગાંવહાલાઓ બંદર ઉપર આવી સઘળાંને મ્હોટા માન સાથે વધાવી લીધાં હતાં ત્યાંથી સઘળાં વિવેકચન્દ્રને ઘેર ગયાં અને ત્યાંજ

સઘળાંએ મૂકામ કર્યો. સર્વે કુશળ સમાચાર પૂછી રજા લીધી ત્યાં પ્રેમ ઘેલાં નવીન જોડાંઓ પ્રેમ વાર્તાઓમાં મશગુલ બન્યાં.

છેવટ—

વિવેકચન્દ્રે પોતાની સઘળી મિલ્કત ગોપાળને સોંપી છે. ગોપાળે પોતે એક ખાનગી મ્હોટી ગૌશાળા તથા ફાર્મ હિંદુસ્થાનમાં સ્થાપ્યું છે. ને પોતાના સસરાની સઘળી મિલ્કત તેણે ગૌસેવાના કાર્યમાં ભૂદેવિની સંમતિથી અપર્ણ કરી છે.

હેપી સાહેબ હિંદુસ્થાનમાં ગૌસેવા કરવા તથા દેશમાંથી ગૌવધ બંધ કરવાના પ્રયત્નમાં વળગ્યા છે.

વિદ્યાવિનોદને " તે સ્વર્ગભૂમી " બેટનો ઉપરી બનાવ્યો છે ને તે ત્યાંનું સર્વ કામકાજ ઉત્સાહ પૂર્ણ રીતે કરે છે.

શ્રીદેવિ (મેરી) તેને તનમનથી મદદ કરે છે. રોબર્ટ—દારિદ્રાવસ્થામાં આવી પોતાની ભૂલનો પસ્તાવો પોતાની બ્હેન શ્રીદેવિ (મેરી) ની આગળ કરે છે તેથી તે તેને માફ કરે છે, અને પોતાના સેક્રેટરીની જગોએ તેને નીમે છે તે હવે સુધરી ગયો છે જ્યારે ભૂદેવિને તે જુએ છે ત્યારે શરમથી નીચું ઘાલે છે.

ભૂદેવિને બે પુત્રો અને એક પુત્રી થયાં છે તે સુંદર ભુલકાંઓ વિવેકચન્દ્રના ગળે વળગી આનંદ આપે છે, ઘરમાં ન્હાનાં કુદતાં બાળકોને જોઇને જીવનશર્મા તથા તેમનાં વૃદ્ધપત્નિ સ્વર્ગનું સુખ અનુભવે છે. ગોપાળે હવે પોતાનું સઘળું જીવન ગૌસેવાના મહાન કાર્યમાં અર્પણ કર્યું છે, ભૂદેવિ તેની મદદગાર બની છે તેઓ આખા

હિંદુસ્થાનમાંથી ગૌહત્યા નાબુદ કરવા પ્રયત્ન શીલ બન્યા છે. પરમાત્મા આવાં દંપતિ જોડાંઓ ભારત વર્ષમાં ઉત્પન્ન કરો ને ગાયોને બચાવો.

પ્રીય પાઠક હું તને હવે છેલ્લે છેલ્લે આજીજીપૂર્વક વિનંતી કરૂં છું કે તું એકજ માત્ર ગાય તારા ઘેર પાળવા પ્રતિજ્ઞા લે હું તારો ઉપકાર માનીશ ને આપણી ગરીબ પવિત્ર ગાયો તને આશિર્વાદ આપશે.



# ગોપાળ અથવા ગુપ્ત ખજાનોના પુસ્તકના અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

નામ.

૧૦ શેઠ ચંદુલાલ મથુરદાસ
૫ પા. શંભુલાલ ઉમેદરામ
૪ મણીયાર વાડીલાલ બળદેવદાસ
૨ કુંભાર રઘનાથ ખેમા
૨ સોની બાબરભાઇ દલસુખરામ
૫ પા. પરસોતમ છગનલાલ
૪ મીયાં રસુલ નાનાભાઇ
૨ ઘાંચી અમથા છોટાલાલ
૨ પા. મોહનલાલ ગોવિંદરામ
૨ પા. લક્ષ્મણ ભીખાભાઇ
૧૦ પરીખ ત્રીજલાલ છોટાલાલ
૨ ખત્રી આત્મારામ મગનલાલ
૨ પા. મગનલાલ વીરચંદભાઇ
૨ શેઠ મજીદભાઇ કાદરભાઇ
૨ પા. વીઠલભાઇ અંબારામ
૨ પા. ચુનીલાલ માનચંદ
૨ ઘાંચી રણછોડ મોહનલાલ
૨ ભોજક ભોગીલાલ કાળુભાઇ
૨ રામી મોહનલાલ છગનલાલ
૨ પા. ભીખાભાઇ અંબારામ

નામ.

૪ મોચી મંગળ જીવરામ
૨ ખત્રી પુંજારામ ગંગારામ
૨ ભાવસાર વીરચંદ ત્રીકમદાસ
૪ ચંદુલાલ હરીશંકર જોશી
૨ પા. મોહનલાલ પરભુદાસ
૨ જોશી ભીખારામ શીવરામ
૨ ભાવસાર છગનલાલ કરસનદાસ
૧૦ મણીલાલ ભુદરદાસ કંપનીવાળા
૪ શેઠ ગોવિંદરામ ત્રંબકરામ
૨ શેઠ મહમદઅલી તૈયબઅલી
૪ ઠક્કર ડોસાભાઇ મોહનલાલ
૨ શેઠ અકબરઅલી મહમદઅલી
૧૦ શેઠ પ્રેહ્લાદજી રેવાલાલ મહેતા
૫ શેઠ હેમદભાઇ શકુરરાઇ લાકીવાલા
૫ શેઠ નરોતમદાસ મગનલાલ
૪૦ એક સદ્ગ્રહસ્થ તરફથી—વડોદરા રાજ્યની ૪૦ લાયબ્રેરીએ માટે
૫ શેઠ કેસરીચંદ નગીનદાસ

૨ શેઠ પ્રાણજીવન ગીરધરલાલ
૨ શેઠ બળદેવ બાલકરણદાસ
૨ ભાવસાર ભોગીલાલ (રાજા)
૨ ખત્રી ગીરધરલાલ હરીભાઇ
શેઠ મણીલાલ કાલુભાઇ
૨ ખત્રી હરજીવન રામજી
૨ શેઠ કકલ સાંકલચંદ
૧૦ ગોકળદાસ મયાચંદ
૨ પેન્ટર કેશવલાલ ખેમચંદ
માણેકલાલ જીવરામ નાયક
૨ શેઠ શીવલાલ મણીલાલ
૨ કાપડી અંબારામ દયારામ
૨ છપારા કાસમભાઈ ઇસાજી
૨ બાપુમીયાં ઝહાંગીરખાં
૪ શેઠ શંકરલાલ ડુંગરશી
૨ ભાવસાર રણછોડ ગુલાબદાસ
૨ ... કેવળદાસ અંબારામ
૮ ...ઠ ...દલાલ પરસોતમ
૨ પા. અંબાલાલ (ડેરીવાળા)
૪ ઠક્કર પ્રેમા...દ ભોગીલાલ
. શેઠ તારાચંદ લીલાચંદ
૨ શા. માણેકલાલ લીલાચંદ
૨ શા. કેશવલાલ લીલાચંદ

૨ સોની અંબાલાલ દલસુખ
૬ શેઠ ગોરધનભાઈ ડોસાભાઇ
૮ શેઠ ભોગીલાલ પાનાચંદ
૨ પા. છગનલાલ જોઇતારામ
૪ જોઈતારામ ગોકળદાસ
૨ ઘાંચી મોહનલાલ વીઠલદાસ
૨ પા. જોઇતારામ જગજીવન
૪ શેઠ ઇશ્વરલાલ જમનાદાસ
૨ ખત્રી રામજી અખાજી
૨ પા. પરસોતમ સાંકળચંદ
૨ ઘાંચી મોહનલાલ જેઠારામ
૫ શેઠ ભીખાભાઇ હરીચંદ
૫ શેઠ ફતેચંદ સાંકળચંદ
૧૦ એક સદ્‌ગ્રહસ્થ (p)
૨ સલાટ લક્ષ્મણ જદુનાથ
૪ પા. રૂપચંદ જગજીવનદાસ
૨ પા. બેચરદાસ પરભુદાસ
૧૦ શેઠ મણીલાલ રેવાદાસ મહેત
૪ શેઠ પીતાંમ્બર નાથુરામ
૪૦ શેઠ હરગોવિંદ દલપતરામ
૫ શેઠ ગફુરભાઇ રસુલભાઇ
૨ શકુરભાઇ ( ખાદી કાર્યાલય વડનગર )

२ જેઠારામ આશારામ પટેલ
२ બારોટ મોતીજી ગોપાળજી
२ માસ્તર ભોગીલાલ છોટાલાલ
२५ ભાવસાર ગીરધરલાલ રામજી
२ કુંભાર તળશી પીતાંબર
२ જેશી પ્રેલ્હાદભાઇ પ્રાણસુખ
२ પા. અમથાલાલ ભુરીદાસ
२ પા. ચુનીલાલ વલભરામ
२ શેઠ મોતીલાલ મગનલાલ

## લોકોને પ્રાર્થના.

આર્ય જનો શું સુઇ રહ્યા છો, પાલન ગૌનું કાં ના કરો?
માખણ, મીસરી દધિઘૃત પય પી, નિજતાણું શું પેટ ભરો?
ખેતિવાડી સુખનું સાધન, અન્ન વસ્ત્રનો એજ ઝરો;
ગોપાલનનાં કાર્ય આર્ય સૌ, તન મન, ધન ખરચીજ કરો.
સંકટ કંટક આવી પડે પણ, લેશ માત્ર મનમાં ન ડરો;
ઠામ ઠામ ઉપદેશ દેઇને, ધર્મ ધ્વજા લેઇ નિત્ય ફરો.
સંપત્ત સર્વે ચાલી ગઇને, ધીર ધરો કાં વીર નરો;
સદ વિદ્યાનો બોધ લેઇને ગૌપાલનથી દુખ હરો.
પરદેશીને આર્ય પ્રજા સૌ, સંપરૂપ સમશેર ધરો;
ગૌહત્યા આ ભારતમાંથી, અટકે તેમ ઉપાય કરો.
ચેતો ચેતો આર્ય બાંધવો, ધૈર્ય હવે તમે કેવું ધરો;
પ્રાણ જાય છે દિન ગાયના, જોઇ રહો શું આર્ય નરો.

## ( કવ્વાલી. )

( આ ગયા હય કર્મ યુગ કુછ કર્મ કરના શીખ લ્યો )

જ્યાં સુધી આ દેશનું હિત, હૃદયમાં ચિંતવ્યું નહિ;
ત્યાં સુધી સૌ સંપત્તિ, જૂઠી બની એળે ગઇ. ૧

લાખને વળી ક્રોડ વિત્તનુ, છો ભલે સંગ્રહ કર્યું;
દેશ હિતના કાર્યમાં ના, વાપર્યું એળે ગયું. ૨

માલ હા વિદેશી લાવી, એકના બમણા કર્યા;
આખરે એ વિત્તથી સૌ, દેશના દ્રોહી ઠર્યા. ૩

સ્ટીમરોમાં માલ સૌ આ, દેશનો કાચો ભર્યો;
મોકલ્યો વિદેશમાં ભલે, લક્ષધા લાભે ભર્યો. ૪

દેશના અહા ગરીબ બંધુ, કામ વિણ ભૂખે મરે;
માલ કાચાનો બનાવો, દેશમાં પાકો અરે. ૫

શું કર્યું પંડીત બની, ડીગ્રી મળી તે ક્યાં ગઇ;
દેશમાં હે દુ:ખની રેલો, વહી જો છે રહી. ૬

કાંઠે આવ્યું નાવ બૂડે, જ્ઞાન ક્યાં જાયે વહી;
સુખ આપો દેશને જે, જે બને તે તે કરી. ૭

શું થયું ભાષણ વદે, લુખ્ખા બનેલા શ્વાસથી;
આચારથી અનુભવી બનાવો, દેશ હિત ઉલ્લાસથી. ૮

ધન હોય જો તમારૂં, દેશમાં હુન્નર કરો;
કાચાનો પાકો બનાવો, માલને ચોખ્ખો કરો. ૯

[illegible]ંગણે સૌ પાળજો, એકેકી વ્હાલી ધેનુને;
બુદ્ધ બળને બહુ દીપાવા, પાળો ઘર દીઠ ગામને. ૧૦

[illegible]ગોની સંખ્યામાં કપાગે, હિંદની મા બાપડી;
વિનવુ હું એક પાળો, ગાય માતા રાંકડી. ૧૧

જે જે બને તે સેવજો તમ, દેશના ઉદ્ધારનું;
એક બળથી ઉદય કરજો, પાયે લાગું વ્હાલનું. ૧૨

